ગુજરાતી સાક્ષર

બ્હેનો અને ભાયિયોના

ઉદાર

મનોમંદિરના પવિત્ર દ્વારે

# સમર્પિત

ભારત–સ્વાતન્ત્ર્ય–દિવસ

તા. ૨૬–૧–૧૯૬૯ ઈ.

# નમ્ર નિવેદન

ગુર્જર–સાક્ષર–માનનીય બંધુવો,

ઈશ્વરીય પ્રેરણાથી જ આ ગુર્જરશબ્દાનુશાસન લખાયું છે. મારો વિચાર કેવલ ધાતુસંગ્રહ કરવાનો હતો અને તેની સાથે જ તેનાથી બનતા કૃદંત શબ્દો પણ લખી દેવાનો વિચાર હતો. પણ છેલ્લો વિચાર મૂકી દઈ પ્રથમ વિચારને જ અનુસરવામાં મને ઠીક લાગ્યું. આ ધાતુસંગ્રહમાં ભૂલથી કે પ્રમાદથી થોડા પ્રેરણાર્થક ધાતુવો પણ સંગૃહીત થયી ગયા છે, તેને માટે મને થોડું દુઃખ થાય છે.

આટલી સુંદર અને મધુર ભાષાનું વ્યાકરણ અપૂર્ણ રહે, આ મને ગમ્યું નહિ, તેથી ધાતુસંગ્રહ માટે મારો નમ્ર પ્રયત્ન. ધાતુકોષમાં પ્રત્યેક ધાતુવોની સાથે તેનાથી બનતાં પ્રેરણાર્થક રૂપો લખવાં હતાં, તે પણ મુકાયાં. દ્રવ્યભારથી દબાયી જયીશ આ ભયથી જ મારી ઇચ્છાવો સમેટી લેવાયી.

અવ્યયપાઠ પણ મને કોયી ગુર્જરવ્યાકરણમાં જોવા મળ્યો નહિ. તેથી તેનામાટે મારા મનમાં લોભ થયો અને તે આ ગ્રંથમાં સંગૃહીત થયી ગયો.

ગુજરાતી ભાષામાં એક અદ્વિતીયતા આ છે કે આમાં કેટલાક શબ્દો આવા છે જે બહુવચનમાં જ વપરાય છે, કેટલાક શબ્દો આવા છે જે નર જાતિમાં અથવા નાન્યતર જાતિમાં જ વપરાય છે. તેવા શબ્દોનો સંગ્રહ પણ મને કોયી વ્યાકરણ પુસ્તકમાં જડ્યો નહિ. તેથી મેં તેમનો પણ સંગ્રહ કર્યો છે.

ગુજરાતી ભાષામાં સંધિનો ઉપયોગ થતો નથી પણ આ

ભાષામાં સંસ્કૃતશબ્દો કૃતસંધિ થયીને વપરાય છે, તેને લીધે મેં થોડું સંધિપ્રકરણ પણ આલેખ્યું છે.

આજ સ્થિતિ સમાસ માટે પણ છે. છતાં થોડા સામાસિક શબ્દો તે તે સમાસ પ્રકરણમાં મેં લખ્યા છે.

તદ્ધિતાન્ત શબ્દોની પણ એક સૂચી મેં અહીં મૂકી છે, જેથી વિદ્વાનોને અનુકૂલતા પ્રાપ્ત થાય.

નામ, સર્વનામ આદિના રૂપોની માળા ગૂંથવામાં મેં આલસ્ય કર્યું નથી. પણ નામોની રૂપમાળા અલ્પ જ કહેવાય.

સંખ્યાગણનાની પદ્ધતિ મેં શ્રીમાન્ પંડિત કે. કા. શાસ્ત્રીજીના વ્યાકરણ ગ્રન્થમાંથી શુદ્ધ ઉચ્ચારણની દૃષ્ટિયે ઉદ્ધૃત કરી છે. તેના માટે હું તેમનો ઉપકાર માનું છું.

શ્રીગુજરાત-વિદ્યાપીઠના જોડણીકોષનો મેં છૂટથી ઉપયોગ કર્યો છે પણ તે સંસ્થાના અધિષ્ઠાતા મહોદયની આજ્ઞા પ્રાપ્ત કરી નથી, આશા છે તેઓ મને ક્ષમા કરશે.

વ્યાકરણગ્રંથમાં કાવ્યનો સ્પર્શ ન થાય તો કોયી ત્રુટિ થતી નથી, પણ પ્રાયઃ બધાય ગુજરાતી-વ્યાકરણગ્રંથોમાં કવિતાનું પ્રકરણ લેવામાં આવ્યું છે. તેનો મેં સ્પર્શ કર્યો છે. તેના ગુણ-દોષના વિચારમાં પણ એટલે શુદ્ધાશુદ્ધ-પ્રયોગ વિચારમાં પણ, છન્દોદોષ-વિચારમાં પણ મેં પ્રવેશ કર્યો છે. મેં કોયી કવિમહોદયના છિદ્રાન્વેષણની દૃષ્ટિ રાખી નથી. કેવલ શુદ્ધતા સાચવવા માટે જ કશું લખાયું છે. મારે સ્પષ્ટ સ્વીકાર કરવો જોયિયે કે ગુજરાતીભાષાનું માધુર્ય, તેની રસિકતા, તેની મૃદુતા, અને તેની હૃદયગ્રાહકતા અવશ્ય પ્રશંસનીય છે પણ મને લાગે છે કે અહીં કવિતા માટે આટલી બધી છૂટ છે કે ગમે તે વ્યક્તિ કાવ્યની જોડણી માટે લલચાય છે. અને ગુજરાતી કવિતાની મર્યાદાને સશંકિત કરી દે છે.

ગુજરાતી ભાષાની કવિતા, મને લાગે છે કે પોતાના પ્રસવકાળ—થી જ હ્રસ્વ, દીર્ઘના અવિચારથી, શબ્દોને અશુદ્ધતાની ચાદરથી ઢાકી દેવાની પરિપાટીથી દેવાયેલી છે અને કવિતાના કોમળ કાયને ભૂષિત કરવા અથવા દૂષિત કરવાથી ઉત્પન્ન થતા ગુણ–દોષના વિચારથી અલિપ્ત છે. ગુર્જરભાષાનો સુધીવર્ગ પણ તે વિષયમા મૌન સેવતો રહ્યો છે. તેથી કાવ્યકલા અપ્રતિષ્ઠિત થયેલી અને કવિતામા રહેલો સ્વાભાવિક રસ વિરસ થયી ગયો. સંસ્કૃતભાષામા જો ન ના સ્થાને નૂ લખાયી જાય કે તુ ના સ્થાને તૂ લખાયી જાય તો પણ વિદ્વદ્ગણ તે પ્રયોગને દુષ્ટ અને ક્લિષ્ટ માન્યા વિના રહેતા નથી. પણ ગુર્જરની ભાષાની કવિતા માટે આવી ભાવના ઉત્પન્ન થયી જ નથી. આજથી ૨૫ વર્ષ પૂર્વે પણ જે શબ્દદોષો હતા તે આજે પણ હષ્ટપુષ્ટ છે અને જીવિત છે.

કેવલ કવિમહાનુભાવોનુ ધ્યાન તે દિશામા દોરવા માટે મે આ ગ્રન્થમા થોડી કાવ્યવિવેચના કરી છે. પણ આમ કરવામા જો મારું અનૌચિત્ય જણાતુ હશે તો હુ બધા કવિયોની આગળ નમ્રતાપૂર્વક ક્ષમાપ્રાર્થના કરીશ જો મારો જ અવિવેક હશે તો અવશ્ય જ હું ક્ષમાપાત્ર બન્યો જ રહીશ.

ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોષનો સ્પર્શ આ ગ્રન્થમા થયો જ છે. મને લાગે છે કે તેમા કોયી અપરાધ મારાથી થતો નથી. માર્ગનિદર્શન કર્યું છે અને તેના માટે મને સતોષ અને આનદ થાય છે. જગન્માન્ય મહાત્મા ગાધીજીના આશીર્વાદ સાથે અવતરેલો કોષ ભવિષ્યમાં પણ વિશદ, સ્વચ્છ,–સુરેખ અને સુલેખ વસ્ત્ર અને આભૂષણથી સજ્જ થયીને લોકો માટે મનોહર, ગ્રાહ્ય અને આસ્વાદ્ય બન્યો રહેશે.

ગુજરાતી કવિ મહાનુભાવો પાસે ફરીથી હું પ્રાર્થના કરું છું કે તેવો ધ્યાનમાં રાખે કે કવિતા કેવલ ગાવામાટે જ નથી હોતી.

તેમાંથી આચાર, વિચાર, જ્ઞાન, સભ્યતા આદિ બીજી પણ કેટલીક વસ્તુવોનું જ્ઞાન મેળવવા માટે પણ તે હોય છે. શુદ્ધશબ્દ, શુદ્ધછન્દ, શુદ્ધવિચારથી પરિપૂર્ણ કાવ્ય જ ગુજરાતની કવિતાકામિનીને ગૌરવ આપી અને અપાવી શકે.છે. કવિતા મહતી તપસ્યાનું ફલ હોય છે. શબ્દને ભ્રષ્ટ કરીને કવિનાના નિર્માણ માટે પ્રયાસ હાસ્યાસ્પદ છે. કવિતા ગેય હોય છે. કોકિલકંઠમાંથી નિકળેલી કોપી પણ કવિતા પ્રિય તો લાગવાની જ છે. માટે જ તો કહેવાય છે કે—

विगुणोपि काव्यबन्धः साधूनामाननं गतः स्वदते ।
फूत्कारोपि सुवंशैरनूद्यमानः श्रुतिं हरति ॥

પણ—

विद्वत्कवयः कवयः केवलकवयस्तु केवलं कपयः ।
कुलजा या सा जाया केवलजाया तु केवलं माया ॥

આવું પણ કહેવાયું છે. માટે કેવલ કર્ણપ્રિયતાની ઓર ધ્યાન ન રાખી હૃદયપ્રિયતા અને વિદ્વત્પ્રિયતા માટે પણ પ્રયત્નશીલ બનવા જોઈયે. આ મારો ઉપદેશ નથી, મારી પ્રાર્થના છે અને તે પણ નમ્ર. એક બીજી પ્રાર્થના. આ ગ્રંથમાં જો ક્યાંક પુનરુક્તિ થયેલી હોય, અથવા અન્ય પ્રકરણની વસ્તુ અન્ય પ્રકરણમાં લખાયી ગયેલી હોય તો ક્ષમા કરી સુધારી લેવા કૃપા કરશો. અંતમાં કહું કે—

आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥

રાજનગર સોસાઇટી,
અમદાવાદ—૭.
ભારત સ્વાતન્ત્ર્ય દિવસ
તા. ૨૬–૧–૧૯૬૯

સ્વામી ભગવદાચાર્ય

# આભાર

ગુજરાતી – ભાષા–વ્યાકરણ લખવાની મારી ઈચ્છા જાગરિત થયી આમાં કદાચ વધારે ગૌરવની કોઈ વાત નથી. પણ આ ઈચ્છાને સાકાર બનાવનાર શ્રીચમનભાઈ ઠક્કર B. S. C. અને તેમના ભાયિયો વસ્તુતઃ પ્રશંસાપાત્ર છે. માંગ્યા વિના જ તેમણે ધનવ્યય કરીને આ ગ્રન્થનું પ્રકાશન કર્યું છે. જો ગુજરાતી સાક્ષર બંધુવોને થોડો પણ હર્ષ, અને થોડો પણ લાભ ગુજરાતી ભાષાના છાત્રોને આ ગ્રન્થથી થશે તો લેખક, ધનદાતા અને પ્રકાશક ત્રણેય કૃતાર્થ થશે. અંતે હું પુનઃ ઉચ્ચારણ કરું છું કે—

ગુજરાતી ભાષા મારી માતૃભાષા નથી, તેથી અસહ્ય અને અક્ષમ્ય ભૂલ કે ભૂલો માટે મારી સહાયતા કરવા કરુણાહસ્ત લંબાવશો, આવી સાક્ષર વિદ્વાન્ બંધુવોને મારી પ્રાર્થના છે.

રાજનગર સોસાઇટી,
અમદાવાદ-૭.
ભારત સ્વાતન્ત્ય દિવસ
તા. ૨૬-૧-૧૯૬૯

સ્વામી ભગવદાચાર્ય

---

આ ગુર્જર શબ્દાનુશાસન મળવાનું ઠેકાણું—
શ્રી ગિરિધરલાલ ભાઈલાલ ઠક્કર
મહાલક્ષ્મી સ્ટોર્સ, મહાલક્ષ્મી સોસાઇટીના નાકે, અમદાવાદ-૭.

# પ્રસ્તાવના

પૂર્વ પૂર્વ રચાયેલ વ્યાકરણશાસ્ત્રને જોઈને, શબ્દના ગુણદોષને જાણનારા વિદ્વાનો, પ્રકૃતિ–પ્રત્યય આદિના વિવેચનપૂર્વક શબ્દોની સાધુતાની રક્ષા માટે જે ગ્રંથ રચે છે, તેને વ્યાકરણ કહે છે.

અર્થાત્ વ્યાકરણ શબ્દશુદ્ધિનું રક્ષક હોય છે. કયા શબ્દને કઈ રીતે લખવો અને બોલવો, આનું વિધાન કરનાર વ્યાકરણશાસ્ત્ર છે.

એટલે શબ્દશુદ્ધિનું સાધન વ્યાકરણશાસ્ત્ર છે. સાધનને સર્વથા શુદ્ધ અને સ્પષ્ટ રાખવાની આવશ્યકતાનો સ્વીકાર પ્રત્યેક વિદ્વાન્ કરે આ સ્વાભાવિક છે.

સાધન–શુદ્ધિ માટે જ આ ગ્રન્થ છે, આ પ્રયાસ છે. આ મહાવનમાં, આ દુર્ગમ પ્રદેશમાં પ્રવિષ્ટ થયેલી મારી બુદ્ધિ ખોવાયી જાય તો બુદ્ધિશાલી બંધુઓ તેના ઉદ્ધારની દિશામાં પોતાનો કૃપાલુ હાથ લંબાવશે આવી આશા છે.

ગુજરાતી ભાષા પણ ભારતીય કેટલીક ભાષાઓની જેમ સંસ્કૃત-ભાષા–કુટુંબની ભાષા છે. ભલે આનો સાક્ષાત્ સંબંધ માગધી કે અર્ધમાગધી કે શૌરસેની આદિ ભાષાઓની સાથે જ હોય.

(૧) સંસ્કૃત ભાષામાં ઞ અક્ષરનું ઉચ્ચારણ–સ્થાન તાલુ છે. ગુજરાતી ભાષામાં આનું ઉચ્ચારણ બે રીતે થાય છે. હિંદીના ज्ञ ની પેઠે પણ અને ફારસીના ज़ ની પેઠે પણ. જો આને ज्ञ ની પેઠે ઉચ્ચારિયે તો તેનું ઉચ્ચારણ સ્થાન તાલુ સ્થિર રહે છે. પણ જો ज़ ની પેઠે ઉચ્ચારિયે તો આનું સ્થાન બદલાય છે. તે ઇષ્ટ નથી. કેમકે ત્યારે તેને પોતાના વર્ગમાંથી એટલે ચવર્ગમાંથી બહાર નીકળવું પડે છે. એમ ન થાય, તેથી ઉચિત આ જ છે કે તેને તેના વર્ગમાં જ રહેવા દઈયે, અને તેના ઉચ્ચારણની પદ્ધતિ સુધારિયે. આમ કરવામાં યોગ્યતા, બુદ્ધિમત્તા અને સંસ્કારિતા રહેલી છે. ज ને ઞ

ज़ ને ज्ञ ની પેઠે ઉચ્ચારવામા બલાત્કાર સિવાય બીજુ કોઈ કારણ ભાસતુ નથી.

(૨) ड (ડ) આ અક્ષર ટ વર્ગનો છે. આનું સ્થાન મૂર્ધા છે, ગુજરાતી ભાષામા અમુક સ્થલે આનું ઉચ્ચારણ ઉર્દૂ કે ફારસીના ड ની પેઠે થાય છે. કેટલીક વાર ड ની પેઠે પણ આરંભમાં જો આ શબ્દ બોલવાનો હોય છે ત્યારે સર્વદા ड જ બોલાય છે. જેમકે ડર, ડોલ, ડાળડી, ડીલ, ઇત્યાદિ પણ અંતમા જો આ અક્ષર આવે તો ઘણા ભાગે ड બોલાય છે. જેમકે, વાગે, ઘડિયાલ, પડાપડી, ઘોડો, દોડો, ઇત્યાદિ પ્રથમ ઉચ્ચારણ શુદ્ધ છે. દ્વિતીય ઉચ્ચારણ અશુદ્ધ છે. પણ ભાષા મુખ્ય વસ્તુ છે લિપિ પાછળની વસ્તુ છે. સુવિધા–અસુવિધાની વસ્તુ છે. તેથી આ વિષે શુદ્ધાશુદ્ધનો વિચાર બહુ યુક્ત ન કહેવાય. એક જ અક્ષર બે રીતે બોલાય, તે સારું તો ન જ કહેવાય, પણ રૂઢિની આગળ વિવશતા સ્વીકારવી જ રહી.

(૩) ढ (ઢ) ને માટે પણ આ જ કથા છે ઢેગગ, ઢીલ, ઢોલ આદિમા ઢ બોલાય છે પણ જો આ અક્ષર આદિમા ન હોય અને મધ્યમા કે અંતમા હોય તો તે ढ બોલાય છે. એટલે ફારસીના ડ઼ અને હે મળીને જે ઉચ્ચારણ થાય છે તે રીતે જ આનું ઉચ્ચારણ કરવુ પડે છે જેમકે મઢી, ગઢી, લોઢું, સીઢી, બઢતી, ઇત્યાદિ

(૪) કુતરું આ શબ્દ પ્રતિદિન આમ જ બોલાય છે, પણ જોડણીકોષ–પ્રમાણે આ લખાય છે કૂતરું. મૂર્ખ અને પંડિત બધાય કુતરું આમ જ બોલે છે બોલવા અને લખવાની ભિન્નતા ભારતીય-ભાષાઓમા નથી. અંગ્રેજી ભાષામા છે. ગુજરાતી ભાષામા આ સુધારી શકાય તો સારું.

(૫) **ઇજનેર** શબ્દ અંગ્રેજી ભાષાના ઈન્જિનિયર શબ્દનો અપભ્રંશ છે. ગુજરાતની સામાન્ય પ્રજા આ અપભ્રંશને સ્વીકારે આ અલગ વસ્તુ છે. પણ કોષમાં આ શબ્દનો સંગ્રહ કોઈ રીતે ઉચિત

જણાતો નથી. જે દિવસે ગુજરાતની સમસ્ત પ્રજા સાક્ષરતાની સીમામાં વિહાર કરતી થશી જશે તે દિવસે તેને કોષમાં સંગૃહીત આ શબ્દને જોયીને અવશ્ય લજ્જાનો અનુભવ થશે. મારે ઇન્જિનિયર, માસ્ટર, ડાક્ટર, સ્ટેશન, હૉસ્પિટલ ઇત્યાદિ અંગ્રેજી શબ્દોને જેમ છે, તેમજ રહેવા દેવામાં બુદ્ધિમત્તા અને આદર્શવાદિતા રહેલી છે.

(૬) આ વાત બહુ જ સ્પષ્ટ છે અને સર્વ વિદ્વાનોને અવગત છે કે ફારસી શબ્દો ગુજરાતીભાષાના પ્રાણ છે. સેંકડો શબ્દ ફારસી અને અરબીના પણ આ ભાષાના આવશ્યક અંગ થયીને રહ્યા છે, ભલે રહો, પણ વિદ્વત્તા અને સભ્યતાની મર્યાદા બચાવવા માટે જો તેમનું ઉચ્ચારણ શુદ્ધ જ રખાય તો ઘણું સારું. આમાં ગુજરાતી વિદ્વત્સમાજની સભ્યતાનો પ્રશ્ન સમાયેલો છે. જે ભાષા બોલવી હોય અથવા જે ભાષાના શબ્દો બોલવા હોય તો તે ભાષા–ભાષિયોની રીતે જ બોલવા જોઇયે.

બુક ને બદલે બૂક, ડૉક્ટર ને બદલે દાક્તર, ડિગ્રી ને બદલે દિગ્રી, ડૉગ ને બદલે દાગ જેમ બોલી શકાય નહિ તેમજ બીજા શબ્દો પણ બીજી રીતે બોલી શકાય નહિ. અન્ય ભાષાઓની સાથે સ્વેચ્છાચારિતા કોઈ પણ રીતિયે યુક્ત ગણાય નહિ.

સંસ્કૃત ભાષાના પણ કેટલાક શબ્દો ગુજરાતી લેખક બંધુઓએ બગાડયા છે, જેમકે નિયંત્રિત ને નિયંત્રીત, વિદ્યાર્થિની ને વિદ્યાર્થીની, જ્યોતિ ને જ્યોત, વિરાટ્ ને વિરાટ, વિદ્વાન્ ને વિદ્વાન વિપિન ને બિપિન.

આવી અશુદ્ધતાના પ્રવાહમાં તણાતા અનેક શબ્દોની રક્ષા આવશ્યક છે. જો શબ્દોને શુદ્ધ લખવા માટે પ્રેસ–સાધન ન હોય તો તે ભેગાં કરવા જોઇયે. જ્યાંસુધી તે સાધન ન મળે ત્યાંસુધી તે શબ્દોને બદલે બીજા શબ્દોનો પ્રયોગ થવો જોઇયે કે કરવો જોઇયે.

મુકર્રર ને બદલે મુકરર નહિ, **નિયત**, જરૂરત ને બદલે જરૂરત નહિ, આવશ્યકતા, ખૌફ ને બદલે ખોફ નહિ **ભય**, ज़ाहिर ને બદલે

જાહેર નોટ, પ્રકટ, સ્પષ્ટ, ખબર ને બદલે **ખબર** નહિ, સમાચાર, અર્જ ને બદલે અરજી નહિ, **પ્રાર્થના**, મુશ્કિલ ને બદલે મુશ્કેલ નહિ, કઠિન, શાગિર્દ ને બદલે સાગરીત નહિ, શિષ્ય, મુઆફિક ને બદલે માફક નહિ, અનુકૂળ, ઈત્યાદિ બોલવા અને લખવામાં કોઈ અપમાન જણાવું જોઈયે નહિ.

(૭) "એક વિદ્વાન મહાનુભાવે મને કહ્યું કે **તંત્રવાર્તિકમાં** મહાપંડિત કુમારિલ ભટ્ટે કહ્યું છે કે "અનાર્યોના શબ્દોને આર્યો પોતાના ઉચ્ચારણની રીતે બોલે છે. અનાર્યોના ઉચ્ચારણની રીતે બોલતા નથી." હું પણ આમ જ કહું છું. આર્યો અનાર્ય શબ્દો ન બોલે અને પોતાની રીતે આર્યશબ્દ જ બોલે આનો આગ્રહ રાખવો જ જોઇયે. અનાર્યો જો ખેમકુસલ બોલતા હોય તો આર્યોએ ક્ષેમ–કુશળ બોલવુ જોઈયે. પણ આ તો વિવેક અને સંસ્કારની વાત છે. વિચારવાનુ આટલું જ છે કે શબ્દોને સંસ્કાર આપી બોલવા જોઈયે કે કદ્રૂપ અને અસંસ્કૃત બનાવીને.

અને એમ કહેવું કે "જેમની માતૃભાષાના જે શબ્દો હોય તે શબ્દોને અશુદ્ધ રીતિયે તે લખે અને બોલે તો અશુદ્ધ કર્યાનો દોષ અવસ્ય તેના માથે આવે. પણ જેઓની તે માતૃભાષા નથી તેઓ આ ફારસીના કે અરબીના શબ્દોને પોતાની રીતિયે લખે અને બોલે તો ગુજરાતી ભાષાને અશુદ્ધ કર્યાનો દોષ શી રીતે આવે?" મને લાગે છે કે આ તર્ક પણ શુદ્ધ નથી. આજે ભારત અંગ્રેજીમય થયી ગયું છે તો પણ અંગ્રેજી શબ્દોને બગાડીને બોલવાની વિદ્વત્તા અવશ્ય દુઃખદ છે, માગધી કે અર્ધમાગધી ઇત્યાદિ ભાષાઓ ગ્રામ્ય-ભાષાઓ હતી. સર્વસામાન્ય પ્રજા જે ભાષા બોલતી હતી તે જ લિપિબદ્ધ થયી ગયી.

કોઈ પારકી ભાષાને પોતાની ભાષા બનાવવી આનો અર્થ આ ન હોઈ શકે કે તેને નષ્ટભ્રષ્ટ કરીને વાપરવી, અંગ્રેજીનો બુક

શબ્દ ગુજરાતી ભાષામાં લઈ શકાય છે પણ તેને બૂક કે બૂક્ક આવું રૂપ આપવાની કોઈ આવશ્યકતા છે ખરી ? સ્પષ્ટ અને સાચી વાત આ છે કે ગ્રામીણ અને અપઠિત લોકો ઇજનેર બોલતા હતા તેથી તે અશુદ્ધ શબ્દનો પણ ગુજરાતી ભાષાના શબ્દ રીતે સંગ્રહ થયો ગયો. પણ ઇજનેર શબ્દ ઈન્જિનિયરનો અપભ્રંશ છે, આમાં વિવાદ હોવો જોઈયે નહિ.

કઠિન શબ્દો જ બગડયા છે. જે શબ્દો જીભને કાઠન નથી લાગ્યા તે પોતાના વાસ્તવિક રૂપમાં જ રહ્યા છે. બુકનું બોક થયું નથી. ઈન્કનું ઈનક થયું નથી, કેમકે આનું ઉચ્ચારણ સુગમ છે.

સૌ કરતાં સારું આ છે કે કોઈ પણ ભાષાના શબ્દને જેમને તેમ રહેવા દેવા અને તેમના નિયત ઉચ્ચારણપ્રમાણે જ તેમનું ઉચ્ચારણ કરવું. જેની જીભ કામ નહિ કરતી હોય અને તત્ત્વ ને ટટ્ટ બોલે, કે નાથ ને નાઠ બોલે, અષ્ટ ને અઠ્ઠ બોલે તો તે અનુકરણીય નથી. શબ્દને અસભ્ય બનાવીને જ વાપરવાની ઇચ્છા હોય તો તેની આગળ તેના મૂલ કુટુંબનું નામ લખવું જોઈયે નહિ. જો મક્દૂર બોલતાં ન આવડે તો મગદૂર બોલી કે લખીને તેની આગળ "ફારસીનો આ શબ્દ છે" આમ લખી પોતાની હાંસી કરાવવી જોઈયે નહિ. પ્રસન્નને બદલે પરસન, સ્પર્શને બદલે પરસ, પ્રભવને બદલે પરભવ, પરિહરવુંને બદલે પરહરવું, પરિભવવુંને બદલે પરભવવું, મંજૂષાને બદલે મજૂસ કે મજૂસા, મજ્દૂરને બદલે મજૂર આવા આવા શબ્દો લખીને શબ્દકોષની પ્રતિષ્ઠા હલકી કરવાની આવશ્યકતા નથી જ. જો આવશ્યકતા જણાતી હોય તો ગ્રામ્ય શબ્દનો કોષ પૃથક્ બનવો કે બનાવવો જોઈયે. બગાડેલા શબ્દોને શુદ્ધકરીને જ કોષમાં સ્થાન આપવું જોઈયે. જો આમ ન કરાય તો પરિણામ આ આવશે કે બાલકો કદીપણ શબ્દકોષને અનુસરીને પ્રામાણિક વિદ્વાન્ કે લેખક બની શકશે નહિ. નૈવેદ્યને બદલે નૈવેદ જ લખવું હોય તો

(૮) એક બીજો પ્રાસંગિક વિચાર એક સમય હતો કે જ્યારે મ્હારી ને ત્હારી, મ્હારા ને ત્હારો આવા શબ્દપ્રયોગો ગુજરાતી ભાષામા થતા હતા તે યુગની આજે સમાપ્તિ થયી છે, ત્ અને મ્ ની આગળ હશ્રુતિનો કશો અર્થ ન હતો હિન્દીભાષામા એક પ્રયોગ **તિહારી** થાય છે જેમકે **અરજી હમારી આગે મરજી તિહારી** હૈ તિહારીશબ્દ પ્રાચીન–હિન્દી–ભાષામા વપરાયેલો છે આજનો કોઈ પ્રતિષ્ઠિત કવિ આનો પ્રયોગ કરતો નથી ત્હારી અને મ્હારી, ત્હારા અને મ્હારા આવા શબ્દોના અસ્તિત્વ માટે કયી વૈજ્ઞાનિક હેતુ પણ દર્શાવી શકાયો નથી આના ઉચ્ચારણમા કોયી સૌન્દર્ય પણ નથી કોયી લાલિત્ય પણ નથી માટે આવા શબ્દો અને શબ્દ પ્રયોગોનો સર્વથા ત્યાગ જ ઇષ્ટ છે આવા શબ્દપ્રયોગોનો અત્યન્તા ભાવ થયો તે તો શ્રીગાધીયુગના અમોઘ અને સુદર પ્રભાવને લીધે જ ગુજરાતી ભાષાની સુષમા, ગૌરવ, મૃદુતા, મનોહરતા, સુશ્રાવ્યતા, આદિ ગુણોન આગમન તો નિસ્સદેહ મહાત્મા મોહનદાસ ગાધીના આફ્રિકાથી ગુજરાતમા પદાર્પણ અને તે દિશામા તેમનો દૃષ્ટિપાત જ મુખ્ય કારણો છે આ કથનની સત્યતા માટે જો સાક્ષી અને સાક્ષ્યની આવશ્યકતા હોય તો મહાત્માજી દક્ષિણ આફ્રિકાથી ભારતમા એટલે ગુજરાતમા આવ્યા તે સમયના પુસ્તકો, અને સાપ્તાહિક પત્રોનુ અવલોકન કરી લેવુ જોઈયે

(૯) બીજુ હું અને તું આ બન્ને શબ્દો સર્વનામ છે પહેલા પુરષ અને બીજા પુરુષના એકવચન કર્તા તરીકે લખાય છે હું ધારુ છુ કે બન્ને શબ્દોમા રહેલો હ્રસ્વ ઉકાર વૈકલ્પિક દીર્ઘ થાય તો ગુજરાતી કવિયોને માટે આશીર્વાદરૂપ થાય કેવળ હુ ને તુ ની વાત નથી કરતો હું જાઉ છુ, મારે જવુ છે, હુ લખુ છુ આવા બધા પ્રયોગો માટે પણ મારો આ જ આગ્રહ છે મારુ–મારૂ, તારુ–તારૂ, તેનુ–તેનૂ, જેનુ–જેનૂ, આનુ–આનૂ, કોનુ–કોનૂ અને આવા બધા શબ્દોના પણ અતમા આવેલ હ્રસ્વ ઉકારને વૈકલ્પિક

દીર્ઘ માની લેવો જોઈએ. આનું પરિણામ આ થશે કે "**નમું છું વંદું છું**" આ પવિત્ર કવિતાને પ્રાણ મળશે. અને ગુજરાતી સાક્ષર-જગતની પ્રતિષ્ઠા વધશે. ઊપર લખેલી કવિતા બહુ જ પ્રખ્યાત છે. ઘણીય વિદ્યાશાલાઓમાં આ કવિતા વર્ગના પ્રારંભે ગવાય છે. આ કવિતામાં જે રસ છે, જે ભાવ છે, જે નમ્રતા છે, જે આનંદ છે, તે બધાય **નમું છું વંદું છું** બોલતાની સાથે સમાપ્ત થયી જાય છે. જ્યારે બીજા, ત્રીજા પાંચમાં અને છઠ્ઠા અક્ષરને દીર્ઘ કરીને ગાયિયે છિયે ત્યારે શિખરિણી છન્દનો આત્મા રડે છે. તેનો આહ્લાદક રાગ વાયુમંડળને ભક્તિમય બનાવી દે છે. પણ કોઈ પ્રતિષ્ઠિત વૈયાકરણના હૃદયમાં જે શૂલ કે ત્રિશૂલ ભોંકાય છે તેની કલ્પના સામાન્ય લોકોને કે વિશિષ્ટ ગુજરાતી વિદ્વાનોને પણ હોઈ શકે જ નહિ. હ્રસ્વને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ બોલવું પડે તો વૈયાકરણને મૂર્છા આવે છે. મહાભાષ્યકાર શ્રીપતંજલિ મુનિએ કહ્યું છે કે—

"म्लेच्छो ह वा एष यदपशब्दः। म्लेच्छो मा भूमेत्यध्येयं व्याकरणम्।"

અર્થાત્ દુષ્ટ શબ્દ એટલે અશુદ્ધ શબ્દ ન બોલાયી જાય તેને માટે જ વ્યાકરણ શીખવું જોઈયે. એટલે શુદ્ધ શબ્દલેખન અને શુદ્ધ શબ્દવાચન વ્યાકરણનાં કેટલાય પ્રયોજનોમાંથી એક પ્રયોજન છે. અસ્તુ. આપણે વર્તમાન વિચાર ઉપર આવિયે, જે નિયમની સૂચના મેં ઉપર કરી છે તે પ્રમાણે **નમૂં છું વંદૂં છું** આમ લખવું અને બોલવું બન્ને શુદ્ધ છે. લખવું અને બોલવું આ શબ્દોને પણ, અને આના જેવા બીજા શબ્દોને પણ આ નિયમ લાગુ પાડવો જોઇયે. અને તેથી **લખવૂં, બોલવૂં** હંસવૂં, જવૂં, રડવૂં ઇત્યાદિને પણ શુદ્ધ જ માનવા જોઈયે.

(૧૦) ગુજરાતી શબ્દકોષમાં તમને એક ધાતુ મળશે **ઊઠવું.** આમાં આરંભનો ઊકાર દીર્ઘ છે. આવા ઊકારને ક્રિયાપદના આરંભમાં વૈકલ્પિક હ્રસ્વ માની લેવો જોઇયે. તેથી **ઊઠો જાગો મિત્રો ને**

બદલે ઉંદો જાગો મિત્રો આમ લખાશે અને બોલાશે. તો છંદો-ભંગનો દોષ રહી શકશે નહિ માટે આટલું ધ્યાનમાં રહે કે ઉદોમાં દીર્ઘ ઊકાર આ કવિતામાં બોલાતો નથી.

(૧૧) ગુજરાતી કાવ્યો માટે એક બે ચિહ્નો હ્રસ્વ તથા દીર્ઘ માટે નિયત કરવામાં આવ્યાં છે તે ચિહ્નો જેના માથે મુકાય તે જો દીર્ઘ સ્વર હોય તો હ્રસ્વ થઈ જાય અને હ્રસ્વસ્વર હોય તો દીર્ઘ થઈ જાય એટલે તે રીતે બોલાય આ નિયમ તદ્દન અસ્વાભાવિક અને અનુચિત છે. આમ કરવાથી ગાવાની સુલભતા તો થઈ શકશે પણ શબ્દ અને પદની અશુદ્ધતાનો તો પાર જ નહિ રહેશે કાવ્ય કેવળ ગાવા માટે નથી હોતું, રસ માટે પણ હોય છે. वाक्य रसात्मक काव्यम्, રસ કાવ્યનો આત્મા છે અશુદ્ધ શબ્દ રસનો નાશ કરે છે. અશુદ્ધ શબ્દ च्युतसंस्कारक હોય છે તેથી ત્યાં च्युतसंस्कारक નામનો દોષ ઉભો થાય છે

(૧૨) શ્રી વિશ્વનાથે તો આટલું જ કહ્યું છે કે રસાત્મક વાક્ય કાવ્ય કહેવાય છે. પણ એક વાકયથી કોઈને રસનિષ્પત્તિ થાય છે અને કોઈ બીજાને નથી થતી, આવું પણ જોવામાં આવે છે કે નમું છું વંદું છું આ સાંભળતાની સાથે જ સંસ્કૃત ભાષાના પંડિતોને ગ્લાનિ થયા વગર રહેતી નથી, જ્યારે તે જ શબ્દો સાહિત્ય અને વ્યાકરણ શાસ્ત્રના અનિપુણોને પરમ આનંદ પમાડે છે. તેથી કાવ્યપ્રકાશમાં એક સર્વવ્યાપક નિયમનિર્માણની આવશ્યકતા જણાયી અને તેણે કહ્યું तददोषौ शब्दार्थौ सगुणौ કાવ્યમાં આવા શબ્દોનો પ્રયોગ થવો જોઈએ જે અદોષ એટલે નિર્દોષ હોય. ચ્યુતસંસ્કારક શબ્દ અદોષ કહી શકાય જ નહિ

(૧૩) પૂર્વે હું કહી આવ્યો છું કે "નમું છું વંદું છું" આ કાવ્ય અશુદ્ધિથી ભરપૂર છે તેને શુદ્ધ કરવા ગુજરાતી સાક્ષરો શ્રમ લેતા નથી, તેમ જ કોઈ ઉપાય શોધતા નથી

(૧૪) ગુજરાતી કવિયોના હૃદયમાં કવિતા કરવાનો ઉલ્લાસ તો છે પણ તેના માટે આદરબુદ્ધિ અને પ્રેમ નથી. કાવ્ય કેવળ મનોરંજનનું સાધન નથી પણ આચારવિચારની પવિત્રતા શોધવાનું અને અને સાચવવાનું પણ પવિત્ર સાધન છે. સંસ્કૃતભાષામાં કાવ્યો લખવાનો આરંભ ત્યારે થયો જ્યારે ગુજરાતીભાષા ગર્ભમાં પણ આવી ન હતી, એટલે ગુજરાતી ભાષાનું કાવ્ય પણ હિંદી કાવ્યોની પેઠે સંસ્કૃત ભાષાનો જ પ્રસવ છે. મહાભાષ્યકારે કહ્યું છે કે म्लेच्छो ह वा एष यदपशब्दः । म्लेच्छो मा भूमेत्यध्येयं व्याकरणम् । મ્લેચ્છ એટલે અપશબ્દ. અપશબ્દ બોલવા કે લખવાથી બોલનાર કે લખનાર મ્લેચ્છ બને છે. આ સંસ્કૃતભાષાની વિચારધારાથી ગુજરાતી બંધુઓ પરિચિત નહિ હોય એમ કહેવાની ધૃષ્ટતા હું ન જ કરી શકું. પણ આટલું કહેતાં તનિક પણ સંકોચ થતો નથી કે પવિત્ર નિયમો અને આદેશો તરફ દુર્લક્ષ સેવવામાં અવશ્ય આવ્યું છે. સંસ્કૃત ભાષાની દીકરી અથવા દીકરીની દીકરી ગુજરાતીભાષા અશુદ્ધિથી ભરપૂર રહે અને સાક્ષરો તેને સહન કરે, આટલું જ નહિ, તેમાં વૃદ્ધિ કરે આ તો અસહ્ય પીડા છે.

ગુજરાતી ભાષાના પંડિતો પાસે એક જાદૂની લાકડી છે. તેને આમ તેમ ફેરવી દેવાથી અશુદ્ધ શબ્દ શુદ્ધ બને છે અને શુદ્ધ શબ્દ અશુદ્ધ બને છે, જુવો એક ઉદાહરણ—

**"જે મારગ કેસરીઁ ગયો"**

આ દોહામાં કેસરીનો જ્યાં દીર્ઘ **રી** છે ત્યાં દીર્ઘ નહિ, હ્રસ્વ માત્રા હોવી જોઇયે. હ્રસ્વ બનાવવા માટે કેસરીના માથે એક ટોપલી મૂકી દેવામાં આવે છે. જાદૂની લાકડી ફરી ગયી અને તરત જ દીર્ઘ ઈકાર હ્રસ્વ બની ગયો. પછી શબ્દ અશુદ્ધ બને છે કે શુદ્ધ, તેનો વિચાર ગુજરાતી કવિયો કરતા જ નથી.

બીજું ઉદાહરણ—

"જાગો દીકરીઓનો બાપ"

અહીં દીકરીમા **રી** દીર્ઘ છે. અને તે જ શુદ્ધ છે. પણ આ શુદ્ધ દીર્ઘ કવિતાને અશુદ્ધ બનાવે છે. કેમકે જ્યા **રી** મા દીર્ઘસ્વર છે ત્યા કવિતાની દૃષ્ટિએ હ્રસ્વસ્વર એટલે હ્રસ્વઇકાર જોઇયે. પણ તે ટોકરી માથે મૂકેલી હોવાથી તે દીર્ઘ તરત હ્રસ્વ બની જાય છે, એમ ગુજરાતી વિદ્વાનો માને છે. હું આગળ ચાલીને કહેવાનો છુ કે **દીકરીઓ** નહિ "દીકરિયો" લખવુ જોઇયે.
બીજુ ઉદાહરણ—

"**દમયન્તી નામે સુંદરી**"

આ હરિગીતિનુ ઉદાહરણ છે. અહીં ચોથો અક્ષર હ્રસ્વ જોઈયે. **જો દમયન્તિ** એમ હ્રસ્વ લખિયે તો શબ્દ અશુદ્ધ બને છે. શુદ્ધ શબ્દ લખિયે તો છન્દ અશુદ્ધ બને છે તેથી **ન્તી** ના માથે ટોપલી મુકાયી જગે તો તે હ્રસ્વ બની જશે. હ્રસ્વ બનશે ગાવા માટે, રાગ તાણવા માટે, પણ તેને આ રીતે હ્રસ્વ બનાવતા વેંત જ વિદ્વાનોનુ હૃદય હાલી ઉઠશે. દમયન્તિ શબ્દ નથી દમયન્તી છે. હ્રસ્વ લખો તો શબ્દ અશુદ્ધ બને છે. દીર્ઘ લખો તો કવિતા ભ્રષ્ટ થાય છે.

"કૃતારથ હું થયો"

આ હરિગીતિકા છન્દમા હું હ્રસ્વ સ્વર છે પણ ત્યાં જોઇયે દીર્ઘ. હું ના માથે ક્રાઈસનું ક્રૂસ મૂકી દીધેલ, બસ, તે મંત્ર કે મહામંત્રના પ્રતાપે તે હ્રસ્વ હુ દીર્ઘ થઈ ગયેલ પણ તે દીર્ઘ અશુદ્ધ છે. હુ મા હ્રસ્વ ઉકાર છે, દીર્ઘ ઊકાર નથી. ગુજરાતી સાક્ષરો કેમ વિચારતા નહિ હોય કે સામાન્ય અભાવનો ભાવ થઈ શકે છે પણ અત્યંતાભાવનો અભાવ થતો નથી. ગુજરાતી વૈયાકરણો કે કવિયો અત્યન્તાભાવનો પણ અભાવ કરવા લાગ્યા છે, હવે સસલાને પણ શિંગડું થશે.

એક સર્વમાન્ય પત્રિકામાંથી હું એક બે કાવ્ય અહિં ઉદ્ધૃત કરું છું. તેની સ્થિતિ પણ દયાજનક છે.

તૂટેલ પેલી છત છિદ્રમાંથી,
ડોકાય રાત્રિ મરકંત ચંદ્રમા,
તે બ્હાર ત્યાં પ્રાંગણમાં અમસ્તો,
હસ્યા કરે નીમ ધુણાવતો શિર.

અહીં રાત્રિમાં હ્રસ્વને બદલે કવિતાની દૃષ્ટિએ દીર્ઘ જોઈયે. બ્હાર શબ્દ નથી, બહાર શબ્દ છે. આ રીતે આ કવિતા પણ અશુદ્ધ છે. મરકંત શબ્દની સિદ્ધિ કેમ થાય છે. તે હું જાણતો નથી. આ કવિતાની ત્રીજી પંક્તિમાં "તે બ્હાર" આ બે પદો છે. બ્હાર શબ્દ મને કોઈ પણ કોષમાં જડયો નથી. જોડણીકોષમાં બહાર શબ્દ છે, બ્હાર નહિ. જો આ ચરણમાં બ્હાર આ અશુદ્ધ શબ્દને બદલે બહાર જ લખેલ હોત તો બે લાભો થાત. એક તો આ કે બ્હારને બદલે બ્હાર આ અશુદ્ધ અને અવાચ્ય પ્રયોગ કરવો પડત નહિ. બીજો લાભ આ કે બહાર લખવાથી ખૂટતી માત્રા માટે નિરર્થક તે લખવું પડત નહિ. આ ઇન્દ્રવજ્રા છંદ છે, પણ બહાર ત્યાં પ્રાંગણમાં અમસ્તો આ ઉપેન્દ્રવજ્રા બની જાય છે. હસ્યા કરે આ પંક્તિ પણ ઉપેન્દ્રવજ્રાની જ છે, માટે આ આખો છન્દ ઉપજાતિ બની જાય છે. તેથી કવિતાને બીજી રીતે ઠેસ લાગતી નથી.

તે જ માસિક પત્રિકામાંથી હું એક બીજી કવિતા અહીં ઉદ્ધૃત કરું છું.

ભેંકાર શો તિમિર ખીણ મહીં પ્રસુપ્ત,
શી રિક્તતા થરકતી પથરાય મંદ.
જો સ્હેજ ક્યાંક તરણું તુટતું જણાય
તો એહ નોંધે પડઘો પડી જાય ક્યાંક.

આ કવિતામા સ્હેજ શબ્દ જોડણીની દૃષ્ટિયે સર્વથા અશુદ્ધ છે માહુજ શબ્દ શુદ્ધ છે, પણ તે કોઈ ગુજરાતીકોષમા નથી તૃણવાચક તરણું શબ્દ શુદ્ધ છે પણ અહીં શુદ્ધ ઉચ્ચારણ કરતા કવિતા બગડે છે "તરણુ' છે ત્યા તરણૂ લખિયે તો શુદ્ધ વસતતિલકા છદ બની શકે છે પણ શબ્દ અશુદ્ધ બની જાય છે અશુદ્ધ શબ્દ ન બોલી શકાય, ન લખી શકાય તૂરતુ આ શબ્દ આમ જ શુદ્ધ છે પણ કવિતાને શુદ્ધ સ્થિતિમા રાખવા માટે તુરતું આમ લખવુ પડે આ છે उभयत पाशारज्जु ।

ત્યાથી જ એક બીજી કવિતા જુવો—

"ગીચ ગલીમા ભૂલી પડેલી હવા ફરે રડખડતી"

આ પક્તિમા ભૂલીમા લી દીર્ઘ છે, તે હ્રસ્વ થયાને કવિતાને શુદ્ધ બનાવે છે પણ શબ્દ અશુદ્ધ બની જાય છે. અશુદ્ધ શબ્દોની જોડણીથી બનેલી કવિતા પણ અશુદ્ધ જ હોય.

ત્યા જ આ એક બીજી કવિતા જુઓ. આ શિખરિણી છદમા છે શિખરિણી છદનુ બધારણ આ પ્રમાણે છે

**છએ રુદ્રે છેદી યમનસભલાગે શિખરિણી**

આ લક્ષણ ગુજરાતી ભાષાના રણપિંગલનુ છે

આ કવિતાનુ મથાળુ છે "લઉં હું સંકેલી" આ ૧૪ પક્તિયોમા લખાયેલી છે તેમાથી ૧૦ પક્તિયો અશુદ્ધ છે આ બધી વિગતો છિદ્રાન્વેષણ માટે નથી, કે કોઈ કવિની હીનતા બતાવવા માટે પણ નથી પણ ગુજરાતી ભાષાના માધુર્યને કવિયોની ન્યૂનતાવો નષ્ટ કરી દે નહિ, તેના માટે જ આ નમ્ર નિવેદન છે. ગુજરાતના મહાકવિયો અને મહાવિદ્વાનોની કવિતાઓની પણ આવી જ દુર્દશા છે

અહીં ક્યારે ક્યારે થનનથન નાચી ફુદી રહે,
વળી એ કન્યાના પડીક પદ માટે છુમ વડે,

ફરે વીણા તેનાં હૃદય નયનો અંગ ફરતી,
દીસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા,

અહીં જ્યાં જ્યાં લીટિયો દોરાયેલી છે તે પદો અને શબ્દો તદ્દન અશુદ્ધ છે.

એક બીજી કવિતા—

શાંતિ શાંતિ ઝરમર ઝરી ગૈ વળી વાદળી આ,
અંધારીનીરવપદ ગિરી શૃંગથી જો ઉડી જા.

આ બન્ને લીટિયોમાં એક કવિતા છે કે બન્ને અલગ અલગ છે એ જ સમજાતું નથી. પછી અર્થ તો કયાંથી સમજાય! શબ્દ અને અર્થના અભાવમાં રહે છે શું ? તે તો કવિ જ જાણે. છતાં લખનારા ભાઇયે આને **સ્વભાવોક્તિ અલંકાર** કહ્યો છે. અલંકારથી શરીર શોભાય છે, શોભા બગડતી નથી. અહીં તો કાવ્યના શરીરમાં ગલિત કુષ્ટ થયો ગયું છે, અલંકાર કઈ રીતે તેને શોભાવશે ? આ કવિતાને બંધારણ પ્રમાણે વાંચ્યું હોય તો આ પ્રમાણે વંચાય—

**અંધારીની રવપદ ગિરી શૃંગથી જા ઉડી જા,**

ત્યારે આ કવિતામાંથી તેના પ્રાણ પણ ઉડી જાય છે અને કોઈ અર્થ નીકળતો નથી.

એક દોહરો તપાસિયે—

"જોગી કહે જન સૌ મને, એવી ધરી ઉર આશ.
જટા વધારી તેથી શું, વડે કર્યો વનવાસ."

અહીં જે શબ્દો રેખાંકિત છે તે તદ્દન અશુદ્ધ છે. આમાં અલંકારની શોધ કરવી ગગનમાં કુસુમ શોધવા જેવી વાત છે. આવી જ રીતે—

**"હરી કરી પૈ બેસીને"**

આ પણ તદ્દન અશુદ્ધ કાવ્ય છે. **હરી** નહિ, હરિ જોઈયે.

પે નહિ, "પર" જોઇયે. **બેસીને** આ શુદ્ધ છે પણ કવિતાની દષ્ટિયે **સી** માં હ્રસ્વ ઈકાર જોઈયે. તેમ કરાય તો પદ અશુદ્ધ બને છે.

ગુજરાતના પ્રસિદ્ધ એક મહાકવિની એક કવિતા જોઈયે–

 બ્રહ્મે જે સર્જ્યું પ્હેલ્લું વિધિવત હવિનો વહ્નિ જે, જેહ હોતી,
રાત્રીદીના વિધાતા શ્રવણગુણસ્વરૂપે જે રહે વિશ્વવ્યાપી,
જેને કહે બીજ સૌનુ પ્રકૃતિ કરી જ, જે પ્રાણીમાં પ્રાણ અર્પે,
એવાં પ્રત્યક્ષ આઠે સ્વસ્વરૂપધર સદા રક્ષજો ઈશ ત્હમને.

આ કવિતામાં ૧૧ ભૂલો છે. આ ૧૧ માં વ્યાકરણની પણ ભૂલો છે અને પિંગલશાસ્ત્ર પ્રમાણે પણ ભૂલો છે. એક બીજી કવિતા જુવો–

ડોકી વાળ્યે રૂપાળો કદિ કદિ નજરો નાંખતો રથ ધપન્તે,
પ્રાસેરી પ્રોઈ જાણે શરપતન ભલે પીઠ તો પૂર્વકાયે;
થાકે ફાટ્યાં મુખેથી પડ્યું અધચરવ્યું દર્ભ વેરી જ માર્ગે,
જો જો ઉછળી છલંગે બહુ કરી નભમાં કાંક પૃથ્વી પળે તે.

આ ૨૧ અક્ષરોનો છન્દ છે. સ્રગ્ધરા તેનું નામ છે. આ તો થયી શાસ્ત્રીય વાત. આ કવિની આ કવિતા તપાસિયે. અહીં પ્રથમ ચરણમાં ૨૨ બીજા અને ત્રીજામાં ૨૧, ૨૧ અને ચોથામાં ૨૨ અક્ષરો છે. આ તો છન્દની ભૂલો છે. પ્રથમ ચરણમાં રૂ દીર્ઘ છે તે કવિતાની દષ્ટિએ અશુદ્ધ છે. ત્યાં હ્રસ્વ જોઇયે. **રથ** અહીં બે લઘુમાત્રાઓ છે. ત્યાં એક જ ગુરુ માત્રા જોઇયે **પ્રોઈ** આ પૂર્વકાલિક ક્રિયા બતાવનાર કૃદંત છે. ત્યાં ઈ દીર્ઘ જોઇયે. **ઉછળી** ને **ઉછ્ળી** વાંચ્યા વગર છૂટકો નથી. ઉછ્ળી વાંચિયે તો શબ્દ અશુદ્ધ બને છે. ઉછળી વાંચિયે તો છન્દ અશુદ્ધ બને છે.

ત્યાંથી જ બીજી એક કવિતા—

તણાયો સહસા ત્હારા મનોહર ગીતરાગથી,
ધાવન્તા મૃગના વેગે જેમ દુષ્યન્તરાજ આ.

આ નાના શ્લોકની શુદ્ધિ પણ નથી સચવાયી. બીજા ચરણમાં ૮ ને બદલે ૯ અક્ષરો છે.

કાળિયારે નાંખું દૃષ્ટિ, ને ધનુષ્પસજ્જ આપશું,
મૃગ પૂંઠે પક્ષ્યા જાણે, પેખું સાક્ષાત્ પિનાકીને.

અહીં પણ પ્રથમ પાદ અશુદ્ધ છે. પાંચમો અક્ષર ત્યાં લઘુ જોઈયે પણ છે ગુરુ. ચોથા ચરણમાં ૭ મો અક્ષર લઘુ જોઇયે, પણ છે દીર્ઘ. તેથી આ કાવ્ય પણ અશુદ્ધ છે.

ઝીણું ઝાંખું ત્ય્હાં તો વડું બની જતું તે હ સહસા,
વિચ્છેદ્યું પેખ્યું તે થઈ જતું જ સન્ધામલ સમું.
સ્વભાવે વાંકું યે દીસતું કંઈ સીધા સમ સહુ,
ન મ્હારે રથ વેગે-ક્ષણ્ય કંઈ અવિ નવ કને,

રાગને અશુદ્ધ બનાવવો હોય તો ઝીણું નહિ ઝિણૂં લખવું જોઈયે. ચોથો અક્ષર ખૂં દીર્ઘ જોઈયે. ઝાંખું પણ અશુદ્ધ. બીજા પદમાં પહેલો અક્ષર હ્રસ્વ જોઈયે તે દીર્ઘ થયી ગયો છે. પાંચમો અક્ષર દીર્ઘ જોઈયે પણ ત્યાં હ્રસ્વ છે. થઈ નો ઈકાર હ્રસ્વ છે. તે અશુદ્ધ છે. દીર્ઘ ઈકાર જોઈયે, ત્રીજા પદમાં દીસતું નો દી અશુદ્ધ છે. ચોથા ચરણમાં પાંચમો અક્ષર ગુરુ જોઈયે પણ ત્યાં હ્રસ્વ છે, ઇત્યાદિ અનેક અશુદ્ધિયો આ પદ્યમાં છે.

આ અશુદ્ધ ગ્રંથમાંથી એક કવિતા બીજી લઈને આ પ્રકરણ બંધ કરું છું.

શું શીતળાં કમલપાન તણે જ પંખે,
કંઈ થાક હારક ભીના મૃદુ વાળુ છોળું ?
કે એક લેઈ સુતનુ ! સુખ થાય તેમ,
પંખાળું તુ જ ચરણો સખિ પદ્મરાતાં,

આ કવિતામાં જ્યાં લીટિયો દોરેલી છે તે સર્વ પદો અશુદ્ધ જ છે. પાઠકો મને ક્ષમા કરશે. કવિની અવગણના કરવાના હેતુથી

બધું લખતો નથી. પ્રકરણ મને આ બધું લખવા માટે વિવશ કરે છે. જ્યાંથી મેં કવિતાઓ લીધી છે તે ગ્રંથમાં ભાગ્યે જ કોઈ કાવ્ય શુદ્ધ છે.

ળ

(૧૮) આ એક બેડોલ અક્ષર ગુજરાતી અક્ષરોમાં ભરાયી ગયો છે. જ્યાં ગુજરાતી વર્ણમાલા લખાય છે ત્યાં જ્ઞાતિથી બહિષ્કૃતની પેઠે છેલ્લે આ અક્ષર પણ લખાય છે. ગુજરાતી અક્ષરોમાં કે ભાષામાં આનો પ્રવેશ કયાથી અને કેમ થયી ગયો તે કહેવું મારા વિચારશક્તિથી બહારની વાત છે. મહારાષ્ટ્ર ભાષામાં આ અક્ષરનો ઘણો ઉપયોગ છે. મને લાગે છે કે ગુજરાતી વર્ણમાલાએ પાડોશીધર્મ અથવા પાડોશી-સંસ્કાર નભાવવા માટે આ અક્ષરનો સ્વીકાર કર્યો હશે. સંસ્કૃત ભાષામાં આનો ઉપયોગ નથી, માગધી કે અર્ધમાગધીમાં પણ આનો ઉપયોગ અદષ્ટ જ છે. ઋગ્વેદમાં જ આનો ઉપયોગ થયો છે. બહ્વૃચ લોકોયે આના ઉપયોગનો આરંભ કર્યો છે.

अज्मध्यस्थडकारस्य ळकारो बह्वृचा जगुः ।
अज्मध्यस्थ ढकारस्य ळ्हकारो वै यथाक्रमम् ॥

બહ્વૃચલોકો સ્વરના મધ્યમાં રહેલા ડકારના સ્થાને ળકાર લખતા અથવા બોલતા હતા. અને સ્વરના મધ્યમાં રહેલા ઢકારને તેઓ ળ્હકાર બોલતા હતા. વૈદિક સાહિત્યમાં અન્યત્ર આનો ઉપયોગ જોવામાં આવતો નથી. ગુજરાતી વિદ્વાનો આ અક્ષરનો ઉપયોગ ઘણો ભાગે લ અક્ષરના સ્થાને કરે છે. જેમકે બાળક, શાળા, બાળા બાલક, શાલા અને બાલાના બદલે લખાય છે, અને બોલાય છે પણ. આશ્ચર્ય તો આ છે કે સંસ્કૃત વર્ણમાલા સાથે આનો કોયી સંબંધ ન હોવા છતાં ગુજરાતી ભાષાભાષિયો સંસ્કૃત શબ્દો માટે જ આ અક્ષરનો ઉપયોગ કરે છે. ગુજરાતી શબ્દો તો બહુ જ થોડા છે જેના સાથે આ અક્ષરનો સંબંધ હોય છે. જેમ કે—

આગળ, કાગળ, બાવળ, કાળા, જાળા, નળા, દાળ ઇત્યાદિ. બીજું ભારે દુઃખ તો આ છે કે ક્યાં ળ લખાય, ક્યાં લ લખાય આના માટે આજસુધી કોઈ ગુજરાતી-વૈયાકરણે નિયમ બનાવ્યો કે બતાવ્યો નથી. જો કદાચ તે નિયમનું અસ્તિત્વ હોય પણ તો મારા જ્ઞાનથી તે બહાર જ છે.

જો આ નિયમ બને કે ત્રણ સ્વરવાળા અક્ષરની વચમાં આવેલ લ ના સ્થાને ળ લખો તો બાળકમાં તો આ નિયમ લાગુ પડી શકે પણ આગળ, કાગળ, બાવળ ઇત્યાદિમાં આ નિયમની પ્રવૃત્તિ ન જ હોયી શકે.

જો આ નિયમ બને કે અંતિમ લ ને બદલે ળ લખવો જોઇયે તો આગળ, કાગળ, બાવળ ઇત્યાદિમાં તો આ નિયમ પ્રવૃત્ત થયી શકે છે પણ મધ્યસ્થ લકારવાળા બાલક આદિ શબ્દોને સ્પર્શ કરી શકે નહિ. અલગ અલગ શબ્દો માટે અલગ અલગ અનાવસ્યક નિયમ બનાવવાના ઝંઝટમાં વ્યાકરણશાસ્ત્રને શ્રમ આપવો જોઇયે નહિ. પણ આ અક્ષર ગુજરાતી વર્ણમાલામાં, ગુજરાતી લખાણમાં, ગુજરાતી ભાષા બોલવામાં ઘર કરી બેઠું છે. આને કાઢવા માટે કોયી સુગમ ઉપાય હોયી શકે નહિ. આ પોતાના સ્થાને રહે આમાં પણ કોયી વિશિષ્ટ આપત્તિ નથી. પણ આના ઉપયોગનું સ્થાન નિશ્ચિત હોવું જોઇયે. માટે આ નિયમ બનાવી શકાય કે **"સંસ્કૃત શબ્દોના ઉપાન્ત્યમાં કે મધ્યમાં આવેલા લ ના સ્થાને વિકલ્પે ળ લખાય."** આ નિયમ પ્રમાણે બાળક-બાલક, બાળા-બાલા, શાળા-શાલા, ઇત્યાદિ બન્ને રીતે લખી શકાય. પણ સાથેસાથ આ વિચારવાનું રહેશે કે સંસ્કૃત શબ્દોને વિકૃત કરવા માટે ગુજરાતીભાષાને અથવા ગુજરાતી-ભાષાભાષિયોને કોઈ અબાધિત અધિકાર હોઈ શકે ખરો ? માટે સૌ કરતાં શ્રેષ્ઠ પદ્ધતિ આ છે કે જે ભાષાનો જે શબ્દ જે રીતે લખાતો અને બોલાતો હોય તે રીતને તનિક પણ ધક્કો લાગવો જોઇયે નહિ.

ગુજરાતી ભાષામા કે ગુજરાતી અક્ષરગણિમા એક બીજો પણ દોષ રહેલો છે હુ જાણુ છુ કે કેટલાંક સંયુક્તાક્ષરો માટે ગુજરાતી ટાઇપ અનુકૂળ નથી આ જો શુદ્ધલેખન વ્યવહારમા આવે તો તેવા ટાઇપોનો જન્મ થતા વાર લાગશે નહિ જ્યા શ્રદ્ધા છે, જ્યા પ્રેમ છે, જ્યા આવશ્યકતા છે, ત્યા માર્ગ છે જ મદ્ર, બુદ્ધિ, શુદ્ધિ આમ લખાય તેમજ પથ્થર, જથ્થો, સથ્થૂ આદિને આમ ન લખીને જો પત્થર, જત્થો, સત્થૂ આમ લખાય તો વધારે સારૂ

૧૦મા વાક્યખડમા કહેવામા આવ્યુ છે તેને જો અહી વિસ્તારથી કહિયે તો, હું, તુ, શુ, મારી અમારી મારુ, અમારુ, તારુ, તારી, તમારી હોવુ, આવુ, એમનુ, જેનુ, જેમનુ, તેમનુ ઇત્યાદિ અનેક શબ્દોને હ્રસ્વ અને દીર્ઘ બન્ને બનાવવા જોઇયે, અને બન્ને શુદ્ધ માની લેવા જોઇયે તેથી ગુજરાતી કવિઓને અનુકૂળતા મળશે. લેખકોનો માર્ગ પ્રશસ્ત બનશે આવી રીતે, આવવુ જવુ ભણવુ, લખવુ ઇત્યાદિ ભાવવાચક શબ્દોમાં પણ વૈકલ્પિક દીર્ઘત્વ સ્વીકારવાની આવશ્યકતા રહેલી જ છે

(૧૯) **હવે અનુસ્વારની વાત**—— આનુ નામ અનુસ્વાર છે ઁ આનુ નામ અનુનાસિક છે ગુજરાતી સાહિત્યમાં અનુસ્વારનો વધારે ઉપયોગ થયેલો છે કકણ રજન અજન ગજ, અધ, અગા, આમ લખવાની ગુજરાતી ભાષાની પદ્ધતિ છે આ જ અનુસ્વાર મારુ અને તારુ ઉપર પણ છે મને લાગે છે કે ગુજરાતી અક્ષરો પર ઁ આ અનુનાસિકનો સારો ઉપયોગ થવો જોઇયે મારુ, તારુ ઇત્યાદિ લખવાં હોય તો મારુઁ, તારુઁ આમ ચદ્રબિંદુ સાથે લખવા જોઇયે તેમજ અનુસ્વાર (–)ના વપરાશ માટે નીચે લખ્યા પ્રમાણે નિયમ હોવો જોઇયે

અનુસ્વાર પછી ક વર્ગ આવે તો અનુસ્વારનું ઉચ્ચારણ ङ् કરવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ચ વર્ગ | ,, | ,, | ,, | ञ् ,, |
| ,, | ટ વર્ગ | ,, | ,, | ,, | ण् ,, |
| ,, | ત વર્ગ | ,, | ,, | ,, | न् ,, |
| ,, | પ વર્ગ | ,, | ,, | ,, | म् ,, |

આમાંથી જ સમજાઈ જવું જોઈયે કે કંકણનો તો શુદ્ધ લેખ કઙ્કણ, ચંચલનો શુદ્ધ લેખ ચઞ્ચલ, કંઠનો શુદ્ધ લેખ કણ્ઠ, તંતુનો શુદ્ધ લેખ તન્તુ અને શંભુ તથા શમ્ભુ બન્ને લેખ શુદ્ધ છે.

(૨૦) **ગુજરાતી ભાષામાં ક્રાંતિ**—ક્રાંતિ કે ઉત્ક્રાંતિ વસ્તુમાત્ર માટે આવશ્યક તત્ત્વ છે. આ ક્રાંતિ સમયાનુસાર આવ્યા જ કરે છે. ક્રાંતિનો આ જ સ્વભાવ છે. મને લાગે છે કે ગુજરાતી લેખન માટે જે ક્રાંતિનો હું વિચાર કરૂં છું તે જ રીતે વિચારનારા બીજા વિદ્વાનો પણ છે જ. હું વિચારતો હતો કે "અમે અનુભવીએ છીએ." આ લેખને બદલે "અમે અનુભવિયે છિયે" આમ કેમ ન લખાય? શ્રીમાન્ પંડિત કે. કા. શાસ્ત્રીજીની સૂચનાને અનુસરીને મેં તેમણે લખેલ "ગુજરાતી ભાષાશાસ્ત્ર" વાંચ્યું, શ્રી શાસ્ત્રીજીએ તે પુસ્તકમાં પ્રાયઃ સર્વત્ર "અનુભવિયે છિયે" "પિયે છે" "જાણિયે છિયે" આવી રીતે લખેલ છે, તે જ યુક્ત છે. શ્રી. કે. કા. શાસ્ત્રીજીએ શો વિચાર કરીને લખવાની આવી પદ્ધતિ અપનાવી છે, તે હું કહી શકતો નથી, પણ મેં આ પદ્ધતિનો વિચાર આ કારણે કરેલ કે **આવીએ છીએ** અહીં સંધિ કરીને આવ્યે છયે આ રૂપને અવકાશ પ્રાપ્ત થાય છે, પણ આ રૂપ ભાષાને વિકૃત બનાવે છે. માટે **ઈએ** પ્રત્યયની કલ્પનાના સ્થાને **ઇયે** પ્રત્યયની કલ્પના ઉચિત છે. તેથી આવ ધાતુ અને ઇયે પ્રત્યય, બન્ને મળીને આવિયે રૂપ બને છે અને સંધિ માટે કોઈ અવકાશ રહેતો નથી. તેમજ **છીએ** પ્રત્યયના આ સ્વરૂપને બદલે છિયે સ્વરૂપ સ્વીકારી લેવાય તો આવિયે છિયે આવું રૂપ બને, અને વ્યાકરણની દૃષ્ટિએ સર્વથા શુદ્ધ રહે.

પણ મને એક બીજો વિચાર આવ્યો કે ગુજરાતી ભાષામાં **સંધિ** માટે કોઈ અવકાશ જ નથી. સંધિ તો સંસ્કૃત ભાષાની જ વસ્તુ છે. માટે જો **આવિએ છિએ** આમ લખાય તો પણ કોઈ આપત્તિ નથી **આવીએ છીએ** આમ દીર્ઘ ઈકાર સાથેનો પ્રયોગ અશુદ્ધ ગણાવો જોઇયે, પણ મને લાગે છે કે **આવીએ છીએ** નહિ લખિયે અને **આવિએ છિએ** આમ હ્રસ્વ લખિયે તો પણ એક સમય, ભવિષ્યમાં આવવાનો જ જ્યારે **આવિએ છિએ** ને બદલે **આવિયે છિયે** આ પ્રયોગ તરફ વિદ્વાનોનું વધારે આકર્ષણ થશે જ. માટે **આવિયે છિયે** આ પ્રયોગ મને પણ રુચિકર અને વિદ્વદ્-ભોગ્ય લાગ્યો.

એક બીજું કારણ હું આ વિચારમાં પડેલો જ હતો આટલામાં મને જોસેફ **વાનસાયરન ટેલરનું ગુજરાતી ભાષાનું વ્યાકરણ** નામનું પુસ્તક પ્રાપ્ત થયું. આ પુસ્તક ત્રીજી આવૃત્તિનું છે આમાં ટેલર મહાશયે જે શ્રમ અને વિચાર કર્યા છે, તે જોથી મને આશ્ચર્ય થયું. જે વસ્તુ માટે હું વિચાર કરતો હતો, તે વસ્તુ સાકારરૂપે તેમના વ્યાકરણ પુસ્તકમાં મેં જોયી. તેમણે **કહિયે છિયે, બોલિયે છિયે, ધારિયે છિયે** આવા પ્રયોગો કરીને મારો માર્ગ પ્રશસ્ત બનાવી દીધો. આ પ્રયોગ જ વ્યાકરણની મર્યાદા પ્રમાણે ઉચિત પ્રયોગ છે.

(૨૧) **એક બીજો વિચાર–વહેવું, કહેવું, રહેવું, સહેવું** ઇત્યાદિ ધાતુઓમાં એકારની શી આવશ્યતા? જેમ ભણવું ધાતુનું રૂપ ભણેછે આમ બને છે, તેમજ કહેવુંનું રૂપ કહે છે આમ બને છે. ભણે છે ઇત્યાદિ ધાતુરૂપો માટે **એછે** પ્રત્યય અનિવાર્ય છે– આવી સ્થિતિમાં કહેવું ધાતુમાથી "કહે છે" આ રૂપ બનાવવા માટે "હે"ના "એ"નો લોપ કરવો આવશ્યક થયી જાય છે. એટલે એક પ્રયાસની વૃદ્ધિ થાય છે. તેથી જો **કહવું, વહવું, રહવું** આમ જ ધાતુની કલ્પના કરિયે તો શી ક્ષતિ? કેવળ ભાવવાચક શબ્દ વહેવું. કહેવું, રહેવુંમાં એ રહે છે. પણ જો આને પણ એટલે ભાવવાચક

શબ્દને પણ વહવું, કહવું, રહવું રાખિયે તો શી હાનિ? બીજું આ વહેવું, કહેવું, રહેવું ના એકાર પોતાની મર્યાદાથી વિરુદ્ધ પોતાનો ઉચ્ચારણ કરાવે છે. એ સર્વદા જ દીર્ઘ અક્ષર છે. આને હ્રસ્વ કરવા માટે એક વિધાન બનાવવું પડે છે. તેમ કર્યા વિના વ્હેવું ઇત્યાદિનો એકાર એકમાત્રિક હ્રસ્વ હોઈ શકે જ નહિ. આ બધા ઉપદ્રવ કરવા કરતાં એમ જ સારું લાગવું જોઇયે કે આ ત્રણે ધાતુઓ અથવા એના જેવા બીજા ધાતુઓ પણ એકારાંત નથી, અકારાંત જ છે. રહેઠાણ નહિ, રહઠાણ બોલાય, કહેવત નહિ, કહવત બોલાય, વહેણ નહિ, વહણ બોલાય. સહેજ શામાટે બોલવો જોઇયે? સહજ કેમ ન બોલાય? જો આપણે ભાષાનાં અંતરતલને સ્પર્શી શકિયે તો ભાષાની અશુદ્ધિનો લોપ થતાં વાર લાગશે જ નહિ.

(૨૨) *એક બીજો વિચાર*—કેટલાક વિદ્વાનોનો મત છે કે "આવવું" ધાતુનું "આવું" એટલું જ વર્તમાનકાલ છે. એટલે

| | | |
|---|---|---|
| હું આવું | તું આવે | તે આવે |
| અમે આવિયે | તમે આવો | તેઓ આવે |

વર્તમાનકાલની ક્રિયાનું આ જ સ્વરૂપ છે. "હું આવું છું" "તે આવે છે" ઇત્યાદિ છું છે સાથેના જે રૂપો છે તે મિશ્રરૂપ છે. મારા વિચારપ્રમાણે આ વિધાન ખોટું છે. વ્યાકરણનું કામ છે શબ્દવિષયક કોઈપણ સંદેહનું નિવારણ કરવું. "હું આવું" આ વર્તમાનકાલનું રૂપ હોય તો–હું આવું" આ જ આજ્ઞાર્થનું પણ રૂપ છે, તો આ બન્ને કાલોમાં અંતરની પ્રતીતિ કેવી રીતે થશે? માટે હું જાઉં, હું ભણું, હું બોલું આ બધા વર્તમાનકાલનાં રૂપો નથી, પ્રત્યુત આજ્ઞાર્થરૂપો છે. બે કાલોનાં સરખાં રૂપો ચાલે, આ કોઈપણ વ્યાકરણ માટે લજ્જાની વાત છે. વ્યાકરણ ભાષાસંબંધી ગૂંચને સર્વથા દૂર કરે, આમાં જ તેની શોભા છે. ગૂંચ ઊભી કરવા માટે વ્યાકરણનો અવતાર નથી જ. વર્તમાનકાલનો કેવલ ઉં પ્રત્યય નથી ઉં છું આમ પ્રત્યય છે. છું આ હોવું ધાતુ કે કોઈ છ ધાતુનું

રૂપ નથી. ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય ઈયેછિયે છે—કેવલ "ઇયે" પ્રત્યય નથી. "હું જાઉં" એમ ન લખી "હું જાઉં છું" એમ લખવું જોઇયે. જાઉં અને છું આ બે પદો નથી, બે પ્રત્યયો પણ નથી. પદની સાથે પદ જોડાતું પણ નથી. સમાસમાં બે કે વધારે પદો જોડાય છે પણ ત્યાં વિભક્તિ રહેતી નથી. અહીં તો હું જાઉં એક પદ થયું. હવે બીજું પદ "છું" ઉમેરવાનું રહે છે. ત્યારે જાવું છું એક પદ નથી રહી જતું. "જાઉં" એક પદ અને "છું" બીજું પદ. આવી રીતે બેપદવાળું વાક્ય બની જાય છે. બીજું, ક્રિયા સાથે ક્રિયા નથી જોડાતી, કર્તા સાથે તે જોડાય છે.

(૨૩) છું, છિયે, છે—લખું છું, લખિયે છિયે અહીં છું, છિયે, છે આ શું છે? હોવું ધાતુના રૂપો છે કે સ્વતંત્ર પ્રત્યયો છે, આનો વિચાર આવશ્યક છે. થોડાક વૈયાકરણો આને હોવું ધાતુનાં રૂપો માને છે. પણ આ વિધાન ઉચિત લાગતું નથી. જવું ધાતુનું જાઉં આ પણ તે વૈયાકરણના મત પ્રમાણે વર્તમાનકાલનું પરિનિષ્ઠિત રૂપ છે. જાઉં છું આ પણ તેમના મતે તેમજ છે. કોઈ પણ પદ બનાવવા માટે ક્રિયા સાથે બે પ્રત્યયો કોઈ પણ ભાષામાં આવતા નથી. પ્રત્યયથી પ્રત્યય લાગતો નથી. તો ગુજરાતી ભાષામાં શા માટે આવું કરવું પડે, તે મને સમજાતું નથી. હું જાઉં અહીં જો ઉં પ્રત્યયથી જ વર્તમાનકાલ પહેલો પુરુષ એકવચનની પ્રતીતિ થઈ જતી હોય તો, પછી છું—છે લગાડવાથી કયા નવા અર્થની પ્રતીતિ થાય છે, આ વિચારવા જેવું છે. પ્રકૃતિ આગળ પ્રત્યય આવે છે, પણ પ્રત્યયની આગળ પ્રત્યય આવતો નથી. જ્યાંસુધી જાઉં આને પ્રકૃતિ ન માની લેવાય ત્યાંસુધી આના પછી કોઈ પ્રત્યય આવી શકે જ નહિ. પ્રત્યય ઘણાભાગે પ્રકૃતિથી પર આવે છે. પદથી પર આવતો નથી. જો આવું આ પરિનિષ્ઠિત પદ હોય તો તેની આગળ ફરી પ્રત્યય લાવવા માટે નવું વિધાન કરવું પડે. વિધાન કરિયે તો પણ તે અનાવશ્યક જ છે; હું આવું આ પદથી વર્તમાનકાલની પ્રતીતિ

થતી જ નથી. આજ્ઞાર્થની પ્રતીતિ થયી શકે છે, માટે વર્તમાનકાલની પ્રતીતિ કરાવવા માટે ઉંછું આ પ્રત્યયની આવશ્યકતા છે. તેથી ધાતુથી વર્તમાનકાલનાં રૂપો બનાવવા માટે "ઉંછું" "ઇયે છિયે" ઇત્યાદિ રૂપે જ વર્તમાન–પ્રત્યયની કલ્પના યુક્ત છે.

(૨૪) **પ્રત્યયોનાં સ્વરૂપનો વિચાર**—૯૭ સુધી જે ગુજરાતી ભાષા પ્રચારમાં છે તેના વર્તમાનકાલમાં "**હું ભણું છું**" "**અમે ભણિયે છિયે**" **તું ભણે છે, તમે ભણો છો, તે ભણે છે, તેઓ ભણે છે,** આ રીતે જ રૂપો બનાવાય છે અને વપરાય છે. હવે આમાં ક્રાંતિ થયી છે.

અધ્યાપક શ્રી બેચરદાસ જીવરાજ દોશીનું **ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ** પુસ્તક સન્ ૧૯૪૩માં મુંબઈ યુનિવર્સિટિયે પ્રકાશિત કરેલ છે. તેને આજ ૨૬ વર્ષો થયાં. તેમના મત પ્રમાણે ઇએ છિએ આં વર્તમાનકાલના બહુવચનના પ્રત્યય છે, તેથી અનુભવનું ધાતુનું **અનુભવિએ છિએ** આ રૂપ બને છે.

શ્રીમાન્ કે. કા. શાસ્ત્રીજીનાં **ગુજરાતી ભાષાશાસ્ત્ર** પુસ્તકનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે પુસ્તક પ્રાચ્યવિદ્યામંદિર, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી વડોદરા તરફથી સન્ ૧૯૬૦ માં પ્રકાશિત થયેલ છે. શ્રીશાસ્ત્રીજીના મત પ્રમાણે અનુભવનું ધાતુનું રૂપ પહેલા પુરુષ, બહુવચનમાં **અનુભવિયે છિયે** આમ બને છે. પ્રચલિત રૂપ આ ધાતુનું **અનુભવીએ છીએ** બને છે. આ રૂપમાં આજે ત્રણ મતની પ્રસિદ્ધિ છે—**અનુભવિયે છિયે, અનુભવિએ છિએ, અનુભવીએ છીએ** આવી રીતે આ રૂપનું અસ્તિત્વ છે. છતાં બોલનારા **અનુભવિએ છિએ** આવી રીતે જ બોલે છે. બોલવાની આ પ્રથાને અનુસરીને અધ્યાપક શ્રી બેચરદાસજીએ ઇએ..છિએ આમ હ્રસ્વ ઇકારયુક્ત પ્રત્યય બનાવે છે. શ્રી. કે. કા. શાસ્ત્રીજીને એમ લાગે છે કે બોલવામાં ઇએ છિએની શ્રુતિ નથી

સોતી-ઇયે છિયેની શ્રુતિ હોય છે, માટે શ્રુત્યનુસારી પ્રત્યય ઇયે છિયે હોવા જોઈયે. **અનુભવીએ છીએ** આ પદમાં બે વિદ્વાનોનાં બે મત પ્રવૃત્ત છે, આ બન્નેનો સ્વીકાર હોવો જોઇયે? અથવા અન્યતરનો—કોઈ એકનો?

હું પહેલાં, શાસ્ત્રીજીના મતનો જ સ્વીકાર કરવાની સ્થિતિમાં હતો, કેમકે હું વિચારતો હતો કે જો **અનુભવીએ છીએ** આ રૂપને સ્વીકારી લઇયે તો ઈ-એ=અહીં યણ્સંધિ કરીને યે પ્રત્યય કેમ નહિ? અને જો યે પ્રત્યય સ્વીકારિયે તો **અનુભવીએ** કે **અનુભવિએ** રૂપસિદ્ધિ નહિ થાય, અને **અનુભવ્યે** આવું નવું અપ્રસિદ્ધ રૂપ બને. તે બધાને અરંતુદ થાય. માટે શ્રી શાસ્ત્રીજીના **અનુભવિયે છિયે** આ રૂપ પ્રત્યે મારું મન લલચાયું, અને બુદ્ધિ તેના સ્વીકાર માટે પ્રેરણા આપતી.

પણ જ્યારે મને આ વિચાર આવ્યો કે ગુજરાતી ભાષા સંધિ-સંસ્કારશૂન્ય ભાષા છે ત્યારે **છીએ** માં કે **અનુભવીએ** માં સંધિનો પ્રશ્ન જ નથી. ત્યારે અધ્યાપક શ્રી બેચરદાસજીનું વ્યાકરણ મને પ્રાપ્ત થયું, અને **અનુભવિએ છિએ** આ રૂપ મારી સામે ઉપસ્થિત થયું. હિન્દીના આઇયે નું સ્મરણ થયું અને ત્યા સંધિનો અભાવ જોયી **અનુભવિએ છિએ** આ પ્રયોગ પ્રત્યે મારી રુચિ થયી, પણ જ્યારે આ વિચાર આવ્યો કે **અનુભવિએ છિએ** આમ બોલાય છે કે **અનુભવિયે છિયે** આમ બોલાય છે, ત્યારે ફરી મુંઝવણમાં પડ્યો.

પણ જ્યારે મને શ્રી ટેલર મહાશયનું વ્યાકરણ મળ્યું ત્યારે—
**અનુભવિયે છિયે આ રૂપનો સ્વીકાર કરવાનો દૃઢ નિશ્ચય થયો.**

(૨૫) **આવ્યો, આવ્યું, આવ્યી**—જવું ધાતુનું ભૂતકૃદંતનું રૂપ ગયો એમ બને છે. નાન્યતર જાતિમાં ગયું બને છે. પણ સ્ત્રીલિંગમાં ગઈ આમ લખાય છે. અહીં એટલે સ્ત્રીલિંગમાં યકારનો લોપ કરવા માટે કોયી વિધાન, કોયિયે કોયી વ્યાકરણ ગ્રંથમાં કર્યો નથી. પરંપરાથી કદાચ એમ જ લખાતું આવ્યું છે, પણ આવા સ્થલ-માટે કોઈ વિધાન અવશ્ય હોવું જોયિયે. વ્યાકરણશાસ્ત્રમાં વિધાન વિના ચાલે જ નહિ.

આવ્યો, લાવ્યોની પેઠે આવ્યી અને લાવ્યી આવાં રૂપો સામાન્યતઃ બની શકે જ છે. પ્રશ્ન છે તેના ઉચ્ચારણનો. જેમ આવ્યો-આવ્યુંને સ્પષ્ટ રીતિયે બોલી શકિયે છિયે તેમ **આવ્યીને** બોલી શકતા નથી, એટલે આ ઉચ્ચારણમાં યશ્રુતિ સ્પષ્ટ થતી નથી. કદાચ આ અસ્પષ્ટતાને લીધે જ ત્યાંથી **ય** ને દૂર કરવામાં આવ્યો હોય. માટે કે તો **આવ્યો—આવ્યી, લાવ્યો—લાવ્યી, શીખ્યા—શીખ્યી, દોડયો—દોડ્યી, છોડ્યો—છોડ્યી, શોધ્યો—શોધ્યી, રાંધ્યો-રાંધ્યી, કર્યો—કર્યી, ભર્યો-ભર્યી, ચૂકયો-ચૂકયી, ગયો—ગયી** આવી રીતિયે જ લખવું-બોલવું જોઇયે. જો બોલવામાં યકારનું ઉચ્ચારણ સ્પષ્ટ ન થાય તો તેના માટે પ્રયત્ન કરવો જોઈયે; કે તો નિયમ બનાવવો જોયિયે કે—

**“નરજાતિમાં કે નાન્યતર જાતિમાં ભૂતકાલમાં અથવા જ્યાં જોડાક્ષરમાં અન્તે યશ્રુતિની સંભાવના હોય ત્યાં સ્ત્રીલિંગમાં યકારનો લોપ કરવો.”** આ નિયમ પ્રમાણે **“આવી”** આ રીતે રૂપ સિદ્ધ કરી શકાય છે. આવો કોયી નિયમ બનાવ્યા વિના આવી, લાવી, શોધી, ઇત્યાદિ લખવું અને બોલવું સર્વથા અશુદ્ધ છે.

(૨૬) **ઉચ્ચારણદોષ**—ઉચ્ચારણદોષ એટલે શું ? આ એક મહાપ્રશ્ન છે ગુજરાતી ભાષામા અન્ય ભાષાના શબ્દો અશુદ્ધ બનાવીને વાપરવાની એક વિલક્ષણ પદ્ધતિ છે બખ્શિશ આ શબ્દને બદલે **બક્ષિસ** શબ્દ ગુજરાતી ભાષાભાષી વિદ્વાનોની પણ રુચે એમે છે. હોસ્પિટલને બદલે **ઈસ્પિતાલ** શબ્દ સામાન્ય રીતે વપરાય છે મેં પહેલા પણ કહ્યુ છે કે કોઈ ભાષાના શબ્દને બગાડ્યા વિના જ જો સ્વીકાર કરવામા આવે તો કોઈ પણ હાનિ નથી રુક્મિણી-રુખમણી અથવા **રક્ષમણી**, ભવન-ભુવન, મરમ્મત-મરામત, વગૈરા-વિગેરે, ઈન્જિનિયર-ઇજનેર, મહસૂલ-મહેસૂલ, કહાવત કહેવત, અહમદાબાદ-અમદાવાદ, મુહમ્મદાબાદ-મમદાવાદ, સ્ટેશન-ટેસન, ખુશી-ખુસી, મસ્જિદ-મસીદ, બાહર-બહાર, હાજિર-હાજર, સખ્ત-સખત, વક્ત-વખત, રાષ્ટ્રિય-રાષ્ટ્રીય આવી કેટલીય સામાન્ય અને વિશિષ્ટ અશુદ્ધિઓ ગુજરાતી ભાષાને અસ્થિર બનાવી દે છે

અસાવધાનીનું જ આ પરિણામ છે કે ગોકુળનો ગોકળ, વૃન્દાવનનો વનરાવન, મથુરાનો મથરા, અયોધ્યાનો અજુધ્યા, હૃષીકેશનો ઋષિકેશ, અથવા રિષીકેશ, ત્ર્યબકનો ત્રબક, યમનો જમ, યમુનાનો જમના, ઇત્યાદિ રીતે શુદ્ધ શબ્દો અશુદ્ધતાની કાળી ચાદર નીચે ઢંકાયી ગયા છે

(૨૭) **એકાર**—ગુજરાતી ભાષામા એકાર માટે ઘણો પ્રેમ છે. જ્યા જુવો ત્યા એકારનું નિરર્થક સામ્રાજ્ય જામ્યુ છે. મને લાગે છે કે જો તે સામ્રાજ્યને તોડી શકાય તો ઘણું સારું. કેટલા ઠેકાણે ઓની પણ આ જ દશા છે. જાહેર, બાહેર, શહેર, નહેર, બહેર, બહેક, મહેક, સાહેબ, મહેસૂલ, તેમજ બહોત, મહોબત, મહોર, મહોન, મહોલ્લો, મહોલ્લો, ઇત્યાદિ સેંકડો શબ્દ વ્યર્થમા એકાર અને ઓકારની ચાદર નીચે ઢંકાયેલા છે. જાહિર, બાહર, શહર, નહર, બહર, બહક, મહક, સાહબ, મહસૂલ, મુહબ્બત, મુહર, અથવા મોહર, મુહલ્લા ઇત્યાદિ લખવા જોઇયે.

**પ્રાણીવિદ્યા, સ્વામીદ્રોહ** આદિ શબ્દોની જોડણી પણ અશુદ્ધ રહ્યા કરે છે. આ બન્ને શબ્દો ગુજરાતી ભાષાના નથી, સંસ્કૃતના છે અને બન્ને સામાસિક શબ્દો છે. મૂલ શબ્દ **પ્રાણિન્** અને **સ્વામિન્** છે. સમાસમાં આ બન્ને શબ્દોમાં રહેલ નકારનો લોપ અનિવાર્ય છે. ન્ નો લોપ કર્યા પછી **પ્રાણિ**–અને **સ્વામિ** શબ્દ જ રહે છે. આની સાથે વિદ્યા આદિ શબ્દને જોડિયે તો **પ્રાણિવિદ્યા–સ્વામિદ્રોહ** કે **સ્વામિભક્તિ** બને છે.

(૨૮) **"જ્યાં અનન્ત્ય ઈ તથા અનન્ત્ય ઉકારપર આવતા અનુસ્વારનો પોચો ઉચ્ચાર ગુજરાતીમાં થતો હોય ત્યાં ઈ કે ઊ દીર્ઘ લખવા."** આ એક નિયમ વિદ્યાપીઠ ગુજરાતના ગુજરાતી જોડણી કોષમાં છે. પણ અનુસ્વારનો પોચો ઉચ્ચાર એટલે શું? તે જ સમજાતું નથી. સાનુસ્વાર શબ્દ દીર્ઘ જ હોય છે. દીર્ઘનો પોચો ઉચ્ચાર સંભવે નહિ. ગુજરાતી ઉચ્ચારણની પદ્ધતિયે અનુસ્વારનો પોચો ઉચ્ચાર સંભવે ખરો જેમકે ગાંઠ, અહીં ગાન્ઠ નથી બોલાતું, પણ જ્યાં આવા શબ્દોને આવી રીતે બોલવું–બોલાવવું હોય ત્યાં (ં) આ અનુસ્વાર ન લખી, ઁ આવું અનુનાસિક ચિહ્ન મૂકવું જોયિયે.

(૨૯) ગુજરાતી શબ્દોની જોડણીનો પતો નથી. કયો શબ્દ કયી રીતે બન્યો છે આ કહેવું કઠિન છે. છતાં વિદ્યાપીઠના કોષમાં એક ૨૨ મો નિયમ આ પ્રમાણે છે "જ્યાં વ્યુત્પત્તિના આધારે જુદી જોડણી ન થતી હોય (જેમકે ઉપર, સુગલ, કુરતું, મુગટ, અંગુર) તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઈ કે ઊ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં અને ગુરુ આવે તો હ્રસ્વ લખવાં." અહીં ઉપર, સુગલ, કુરતું, મુગટ, અંગુર આદિ શબ્દોની વ્યુત્પત્તિ શું છે, તે હજીસુધી અજ્ઞાત છે. આ કોષમાં કુરતું શબ્દ તો છે, પણ આની વ્યુત્પત્તિ નથી. કોઈ ગુજરાતી વ્યાકરણ એવું નથી જડતું જેમાં આની વ્યુત્પત્તિ આપેલી હોય, ત્યારે આ નિયમનો

'ઉપયોગ કઈ રીતે કરાય તે સમજાતું નથી. ઉપર શબ્દ અવ્યય છે. આની વ્યુત્પત્તિ ભાગ્યે જ શોધી શકાય.

(૨૯) વિશેષણના અંતે આઈ પ્રત્યય ઉમેરવાથી ભાવવાચક શબ્દો બને છે. ગરીબનો ગરીબાઈ, અમીરનો અમીરાઈ, ઠાકુરનો ઠાકુરાઈ આદિ તો બને, પણ વકીલનો વકીલાઈ કેમ નહિ? વકીલાત કયા નિયમના આધારે બનાવવામાં આવે છે? વકીલ શબ્દ ફારસીનો છે. અને તેનો ભાવવાચક શબ્દ વકાલત બને છે, વકીલાત નથી ફારસી શબ્દને અનુગુણ અને નથી ગુજરાતી શબ્દને અનુગુણ.

માટે ગુજરાતી ભાષા માટે કોઈ નિયમ બનાવવામાં જે કાઠિન્ય છે તે દુષ્પરિહર છે.

(૩૦) વિદ્યાપીઠના કોષમાં ૨૧ મો નિયમ આ પ્રમાણે છે—

"જ્યાં વ્યુત્પત્તિના આધારે જુદી જોડણી ન થતી હોય (જેમકે જુદું, ઉદ્દું, ડિલ) તેવા બે અક્ષરના શબ્દોમાં ઉપાંત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદાહરણ–ચૂક, થૂઈ, તૂત, સૂલો, ઝીણું, ઝીનો. સુધી, દુધ આ બે શબ્દોને આ નિયમથી અછૂતા રાખ્યા છે. આ નિયમ દોષપૂર્ણ છે. ઉપાન્ત્ય શબ્દને સમજવામાં ભૂલ થયી છે. ઉપાન્ત્ય શબ્દનો અર્થ છે–અંતમા રહેલ અક્ષરની પૂર્વ=પાસે. ચૂક શબ્દમાં બે સ્વર છે. એક ચમાં ઊ અને બીજો કમાં અ. ચ્+ઊ+ક્+અ=ચૂક. આ રીતે બે વ્યંજનવાળો અને બે સ્વરવાળો આ શબ્દ છે. આ ચૂક શબ્દનો ઉપાંત્ય અક્ષર ક્ છે અ નહિ, અને અ અન્ત્ય અક્ષર છે. અંતના અવ્યવહિત પૂર્વે જે હોય તે ઉપાન્ત્ય કહેવાય છે. "अलोन्त्यात्पूर्व उपधा" આ પાણિનિ સૂત્ર છે, માટે ચૂકમાં ઉપાન્ત્ય અ નથી ક્ છે. થૂઈમાં ઉપાન્ત્ય ઊ છે ઈ નથી, અને તૂતમાં ઉપાન્ત્ય ત્ છે અ નથી. સૂલોમાં ઉપાન્ત્ય લ્ છે, ઝીનોમાં ઉપાન્ત્ય અક્ષર ન્ છેઃ

લાગે છે કે ચૂકમાં ક ને એક અક્ષર માનીને તેનાં ઉપાન્ત્ય અ-ક્ષરનો ઊ માની લેવાયો છે.

(૩૧) સંધિ અને સમાસ ગુજરાતી ભાષામાં અત્યલ્પ વ્યવહૃત છે, માટે મેં વિચારપૂર્વક તેનો અત્યલ્પ વિચાર કર્યો છે.

કૃદંતનો વિચાર સારી રીતે કર્યો છે. તદ્ધિત પ્રત્યયોનો પણ વિચાર તો કર્યો છે પણ આવશ્યકતાનુસારજ. છન્દઃશાસ્ત્ર વ્યાકરણનો વિષય નથી તેથી મેં તેનો સ્પર્શ કર્યો નથી. પણ આવશ્યકતાનુસાર તેનો સ્પર્શ બલાત્ થયી ગયો છે.

(૩૨) ગુજરાતી વિદ્વાનો ન જાણે કેમ સંસ્કૃતના વ્યંજનાંત શબ્દોને સ્વરાંત બનાવીને લખે છે. જેમકે વિદ્વાન્–વિદ્વાન, જ્ઞાનવાન્–જ્ઞાનવાન, ભગવાન્–ભગવાન, વિદ્યુત્–વિદ્યુત, સુકૃત્–સુકૃત ઇત્યાદિ, આ ગ્રંથમાં આ પદ્ધતિનો ત્યાગ થયો છે.

(૩૩) **વર્તમાનકાલ**—કોઈ વસ્તુના ધ્વંસથી અને પ્રાગભાવથી અનવચ્છિન્ન જે કાલ તે વર્તમાનકાલ કહેવાય છે.

વર્તમાનકાલના ચાર વિભાગો માનવામાં આવ્યા છે. તે આ પ્રમાણે–

* (૧) **પ્રવૃત્તોપરત**—જેમકે **મનુ માંસ ખાતો નથી,** અહીં પ્રથમ પ્રવૃત્ત માંસ ભોજનની નિવૃત્તિ જણાય છે.

(૨) **વૃત્તાવિરત**—જે ક્રિયા થયી ગયી તો હોય પરંતુ તે બુદ્ધિમાં વર્તમાન હોય ત્યારે પણ વર્તમાનકાલ વપરાય છે. જેમકે–**અહીં બાળકો રમે છે.** અહીં બાળકો તત્કાલમાં રમતા નથી. પણ પહેલાં રમતા હતા અને હમણાં જ રમત પૂરી થયી છે તેથી તેનો સંસ્કાર બુદ્ધિમાં રહ્યો છે. તેથી **બાળકો રમે છે** આમ બોલાય છે. પણ આ વાક્ય અધૂરું છે. પૂરું આ રીતે છેઃ **બાળકો અહીં રમે છે.** એટલે બાળકોના રમવાનું આ સ્થાન છે.

(૩) **નિત્યપ્રવૃત્ત**—જેની પ્રવૃત્તિ નિત્ય હોય તેના માટે પણ આ કાલ વપરાય છે. જેમકે. **પર્વતો છે.** પર્વતોની સ્થિતિ નિત્ય-

---

* प्रवृत्तोपरतश्चैव वृत्ताविरत एव च ।
नित्यप्रवृत्तः सामीप्यो वर्तमानश्चतुर्विधः ॥

પ્રવૃત્ત છે. એમ નથી કે પર્વતો પહેલાં ન હતા. અને હમણાં છે. એટલે **પર્વતો** છે અહીં વપરાયેલ વર્તમાનકાલ **નિત્યપ્રવૃત્ત** કહેવાય છે.

(૪) **સામીપ્ય**—સામીપ્ય એટલે સમીપમાં હોવું. એટલે જે વર્તમાનકાલ હમણાં જ સમાપ્ત થયો છે તે **ભૂત સામીપ્ય** કહેવાય છે, અને જે ભવિષ્યતકાલની ક્રિયા હમણાં જ આરંભ થવાની છે તે **ભવિષ્યત્સામીપ્ય** કહેવાય છે. જેમકે કોઈ કોઈને પૂછે કે તમે ક્યારે કાશી જશો ? તો તે ઉત્તર આપશે કે **હું હમણાં જ જાઉં છું**. જાઉં છું એટલે જવાની ક્રિયાનો હજી આરંભ થયો નથી. પણ તરત તે જવાનો છે, એમ જણાય છે.

**જગદીશ ભટ્ટાચાર્ય**—પ્રસિદ્ધ નવ્યનૈયાયિક જગદીશ ભટ્ટાચાર્યના મત પ્રમાણે વર્તમાન સામીપ્ય બે પ્રકારનું છે. કોઈ પૂછે કે **ચૈત્ર ક્યારે જશે ?** તો આનો ઉત્તર થશે કે " આ જાય છે. " આનો ભાવ આ કે વર્તમાન જે ક્ષણ છે તેના ઉત્તર ક્ષણમાં જ તે જશે. તેમજ કોઈ પૂછશે કે **ચૈત્ર ક્યારે આવ્યો ?** ઉત્તર થશે કે–હમણાં જ આવે છે. આનો ભાવ આ કે આ જે ક્ષણ છે તેનાથી અવ્યવહિત પૂર્વકાલમાં તે આવ્યો છે.

**પ્રાચીન વૈયાકરણો** માને છે કે જેનો આરંભ થયી ગયો છે અને જેની સમાપ્તિ થયી નથી તે **વર્તમાનકાલ.** અથવા જે ભૂતકાલ પણ ન હોય, ભવિષ્યતકાળ પણ નહિ હોય તે **વર્તમાનકાલ.**

**તે ભાત પકાવે છે,** અહીં જ્યારથી તપેલી ચૂલા ઉપર મુકાયી અને જ્યારે તે ચૂલા પરથી નીચે ઉતરશે, તેટલો કાલ વર્તમાનકાલ કહેવાય છે. માટે જ ચૂલા સળગાવતો માણસ પણ **શું કરો છો ?** આ પ્રશ્નનો જવાબ આપે છે કે રોટલી બનાવું છું. રોટલી બનાવતો હોય, ત્યારે પણ **રોટલી** બનાવુ છું, એમ જ કહેશે.

(૩૪) **ભવિષ્યતકાલ**—વર્તમાનકાલનો પ્રાગભાવ, તે ભવિષ્યતકાલ કહેવાય છે, જેમકે–**તે પકાવશે,** અહીં **પકાવે છે** આ જે

વર્તમાનકાલ છે, તેનો પહેલાં જે કાલમાં અભાવ હતો; તે કાલ ભવિષ્યત્કાલ કહેવાય છે. પ્રાતઃ ૧૦ વાગ્યે રસોઈનો પ્રારંભ થયો હોય તો ૧૦ વાગ્યાથી પૂર્વ જેટલો કાલસમૂહ છે, બધો ભવિષ્યત્કાલ કહેવાય.

(૩૫) **ભૂતકાલ**—* જે વસ્તુનો જ્યારે ધ્વંસ એટલે નાશ થયો હોય તો તે વસ્તુનો તે જે ધ્વંસવિશિષ્ટકાલ છે, તેજ તેનો ભૂતકાલ છે.

(૩૬) **આજ્ઞાર્થ**—અનુમત, અનુજ્ઞા, આજ્ઞા, સમર્થના, વિધિ, નિમંત્રણ, આમંત્રણ, અધીષ્ટ, સંપ્રશ્ન, પ્રાર્થના, આશંસના આ ૧૧ અર્થોમાં આજ્ઞાર્થનો પ્રયોગ થાય છે. ક્રમથી ઉદાહરણ—

૧—**અનુમત**—તમે આ કામ કરો. આમાં પેલા માણસની અનુમતિ જણાય છે.

૨—**અનુજ્ઞા**—**દેવદત્ત રસોઈ બનાવે.** આ અનુજ્ઞા છે. કર્તાને ઇષ્ટ હોય અને વક્તાને અનુમત હોય તે **અનુજ્ઞા** કહેવાય છે. **દેવદત્ત રસોઈ બનાવે** આમ કહેવાથી જણાય છે કે રસોઈ બનાવવાનું કામ, કર્તા—દેવદત્તને ઇષ્ટ છે, અને વક્તાને પણ અનુમત છે.

૩—**આજ્ઞા**—જે કાર્ય વક્તાને તો ઇષ્ટ હોય પણ કર્તાને અનિષ્ટનો હેતુ હોય તે **આજ્ઞા** કહેવાય છે. જેમકે—**શૂલ ઉપર ચડ, અને વિષ ખા.** અહીં કોઈ અપરાધીને શૂલી ઉપર ચઢાવવું તે રાજાને તો ઇષ્ટ છે પણ કર્તાને અનિષ્ટનો હેતુ છે. કેમકે કર્તા શૂલ ઉપર પણ અડવા ઇચ્છતો નથી અને વિષભક્ષણની પણ તે ઇચ્છા કરતો નથી.

---

* "गतः स कालो यत्रासीदस्माकं कल्पशाखिनाम्।
उदुम्बरफलेभ्योऽपि स्पृहयामोऽधुना वयम्॥"

૪—**સમર્થના**-સમર્થના એટલે બીજાને માટે અશક્ય અને પોતાના માટે શક્ય હોવાનો નિશ્ચય. જેમકે-હું પર્વતને પણ ઉખાડી દઉં, અને સમુદ્રને પણ સુકાવી દઉં, અહીં પર્વતનું ઉખાડવું બીજાને માટે તો અશક્ય છે પણ પોતે તે કામ કરી શકશે, આવો નિશ્ચય છે.

૫—**વિધિ**-વક્તા સ્વેચ્છા પ્રમાણે જે કહે તે વિધિ. જેમ-વસ્ત્ર લઈ આવ.

૬—**નિમંત્રણ**-આપ અહીં બેસો. આપ અહીં જમો.

૭—**આમંત્રણ**-આમંત્રણમાં કામાચાર અનુજ્ઞા હોય છે. જેમકે-તમારી ઇચ્છા હો તો આ કામ કરશો.

૮—**અધીષ્ટ**-સત્કારપૂર્વક વ્યાપારને અધીષ્ટ કહે છે. જેમકે-**આપ આ છાત્રને ભણાવો.** અહીં આદરપૂર્વક કહેવાય છે કે આ છાત્રને આપ ભણાવો.

૯—**સંપ્રશ્ન**-શું હું વ્યાકરણ ભણું કે ન્યાયશાસ્ત્ર?

૧૦—**પ્રાર્થના**-ભિક્ષા આપો.

૧૧—**આશંસન**-અપ્રાપ્ત ઇષ્ટને પ્રાપ્ત કરવાની ઇચ્છા તે **આશંસન** કહેવાય છે. જેમકે **રામ તારું ભલું કરે.**

(૩૭) **વિધ્યર્થ**—જો કે વિધ્યર્થ આજ્ઞાર્થમાં સમાયી જાય છે-છતાં અલગ પણ વિધ્યર્થનો છૂટથી પ્રયોગ થતો રહે છે, તેથી વિધ્યર્થ માટે અલગ કાળની સંભાવના કરવામાં આવી છે. જેમકે-જેને ભાતની ઇચ્છા હોય તે ચોખા પકાવે, જેને સ્વર્ગની ઇચ્છા હોય તે જ્યોતિષ્ટોમ યાગ કરે. જેને ભણવાની ઇચ્છા હોય તે સદ્‌ગુરુને શરણે જાય. ઇત્યાદિ.

અથવા-બળવાન્ અનિષ્ટનો જનક તો હોય નહિ, અને ઇષ્ટનું સાધન હોય તે **વિધ્યર્થ.** બલવાન્ અનિષ્ટ એટલે મૃત્યુ. મૃત્યુનો જનક ન હોય અને ઇષ્ટપ્રાપ્તિરૂપ સુખનું સાધન હોય ત્યાં વિધ્યર્થ જાણવો. જેમકે-**અમૃત ભોજન કર,** અહીં અમૃત મૃત્યુનું સાધન નથી, પરંતુ તૃપ્તિનો જનક તો છે જ.

**છ ધાતુ**

કેટલાક વૈયાકરણો સ્વીકારે છે કે છ આ ધાતુ છે અને છે, છું, છો, છિયે, ઇત્યાદિ રૂપો તેનાં જ છે. અને આ જ રૂપો જાઉં છું કરું છું ઇત્યાદિ વર્તમાન કાળની ક્રિયા સાથે જોડાયેલાં છે. તેથી તેમના મત પ્રમાણે જવું ધાતુનાં રૂપો બે પ્રકારનાં હોય છે. એક પ્રકારમાં હું જાઉં, હું કરું ઇત્યાદિ ક્રિયારૂપો બને છે અને બીજા પ્રકારમાં હું જાઉં છું, હું કરું છું ઇત્યાદિ રૂપો બને છે.

મને લાગે છે કે આ કલ્પના અશુદ્ધ છે. જાઉં, કરું ઇત્યાદિ રૂપો આજ્ઞાર્થ રૂપો છે. કોઈ પણ ધાતુનાં કોઈ પણ કાલમાં સમાન રૂપો બનતાં નથી. તેથી આ સંશય થતો નથી કે આ રૂપો કયા કાલનાં છે.

બીજું, પ્રત્યય સર્વદા નામ કે ધાતુ આગળ આવે છે. ક્રિયા આગળ પ્રત્યય આવતો નથી.

ત્યારે આવું, જો આ પ્રત્યયાંત જ હોય તો તેની આગળ છું આ ક્રિયા કયી રીતે આવી શકે?

આવવું ધાતુ છે. તેના અંતે રહેલો વું લોપ પામે છે. તેના પૂર્વે રહેલા વ માંથી પણ અ લોપાય છે. શેષ રહે છે આવ્. આનાથી ઉં પ્રત્યય લગાડી આવું રૂપ બને તો તે પરિનિષ્ઠિત રૂપ કહેવાશે. પરિનિષ્ઠિત શબ્દ પછી કોઈ પ્રત્યય લાગતો નથી. ક્રિયામાં તો નથી જ લાગતો. તેથી આવું છું આ રૂપ કદી બની શકે નહિ અને તેથી આ અશુદ્ધ રૂપનો વ્યવહાર થયી શકે નહિ.

માટે આવું, જાવું, ભણું, લખું ઇત્યાદિ રૂપો વર્તમાન કાળનાં નથી, પણ આજ્ઞાર્થનાં પહેલા પુરુષના એકવચન છે.

વળી, જો આવું, જાવું, ભણું આટલાથી જ હું આવું છું, હું જાવું છું, હું ભણું છું આવા અર્થો સમજાતા હોય તો તેની આગળ છું લગાડવાની કોયી આવશ્યકતા જ નહિ હોય.

પણ મુખ્ય વાત આ છે કે છું, છે, છિયે આદિ પણ ધાતુ રૂપો છે અને પરિનિષ્ઠિત રૂપો છે. આવું, જાવું, ભણું. ઇત્યાદિ પણ પરિનિષ્ઠિત રૂપો છે. પરિનિષ્ઠિત રૂપોથી ક્રિયા પ્રકરણમાં કદી કોયી પ્રત્યય આવતો નથી. तराम् तमाम् પ્રત્યયો તો અર્થવિશેષ કહેવા માટે પ્રયત્નવિશેષથી આવે છે.

અંતે આવું અને આવું છું આને સમાનાર્થક માનીને ધાતુવોનાં વર્તમાન કાળમા બે બે રૂપો બનાવવાનો પ્રયત્ન થતો હોય તો વિદ્વાનોયે વિચાર કરવો પડશે કે હું આવું આટલાથી હું આવું છું આ અર્થની પ્રતીતિ થાય છે કે નહિ ?

કેટલાક વિદ્વાનો માને છે કે આવું આ વર્તમાનકાલનું પરિનિષ્ઠિત રૂપ છે, આમ જ બોલાય, પણ જ્યારે આવું છું એમ બોલાય ત્યારે છું ને ક્રિયાપૂરક સમજવું. પણ તેવો સ્પષ્ટ કહી શકતા નથી કે તે છું ક્રિયાપૂરક અવ્યય છે, કે કોયી નામ છે, કે કોયી બીજું તત્ત્વ છે. નામ ક્રિયાપૂરક હોયી શકે નહિ. કેમકે નામથી કદી પણ ક્રિયાર્થની પ્રતીતિ થતી જ નથી. તે અવ્યય પણ નથી. જો તે અવ્યય હોત તો હું આવું છું, અમે આવિયે છું, તમે આવો છું, તેવો આવે છું, આવી રીતે પ્રયોગો થતા હોત.

બીજું ક્રિયાપૂરક ક્રિયાના અર્થને પૂર્ણ કરવા માટે વપરાય છે. જાવું જો આ પૂર્ણ વર્તમાનકાલની ક્રિયા હોય તો અહીં કયો અર્થ અપૂર્ણ રહે છે, જેને માટે છે, છું આદિ વપરાય છે ?

ગુજરાતી ધાતુકોષમાં છવું કોઈ ધાતુ જ નથી. ધાતુપાઠમાં જે ધાતુવો પઠિત છે તેમની આગળ ધાતુબોધક ચિહ્ન રૂપે વું અક્ષર જોડાય છે. છની આગળ વું સાથે છવું કોઈ ધાતુ જ નથી. ત્યારે છુંની નિષ્પત્તિ કયી રીતે ?

મારો સ્પષ્ટ મત આ છે કે હોવું ધાતુના જ છું-છિયે, છું-છો, છે-છે, આ પરિનિષ્ઠિત રૂપો આદિષ્ટ છે અને સંસ્કૃતમાં જેમ

ભૂ ધાતુ અને અસ્ ધાતુના પ્રયોગરૂપો ભિન્ન થઈ જાય છે. તેમ ગુજરાતી ભાષામાં પણ હોવું અને છું આદિના અર્થની વિભિન્નતા અમુક સમયે પ્રતીત થાય છે.

હોવુંના સ્થાને થવું ધાતુ પ્રાયઃ વપરાય છે. આ વસ્તુ ધ્યાન-બહાર રહેવી જોઇયે નહિ.

આપણા ધ્યાનમાં રહે કે છું આદિને ઊંછું આદિ પ્રત્યયોનો એક ભાગ માનવો જોઇયે નહિ, કેમકે અર્થ-પ્રત્યાયન-શક્તિ સમુદાયમાં હોય છે, એકદેશમાં નહિ.

ત્યારે પ્રશ્ન તો આ હજી પણ રહે છે કે જો છું, છિયે આદિ માટે કોઈ મૂળ ધાતુ નથી તો આ બધાં રૂપો આવ્યાં ક્યાંથી ? ઉત્તર આ છે કે છું, છિયે, છું-છો, છે-છે આ રૂપો નિપાતિત છે. નિપાત શબ્દ પાણિનીય વ્યાકરણનો છે અને તેનો અર્થ આ પ્રમાણે છે:

अन्यथा प्राप्तस्य अन्यथोच्चारणम् અર્થાત્ જે રીતે પદ બનવું જોઇયે તે રીતે ન બની, બીજી રીતે બને તે નિપાત કહેવાય.

હોવું ધાતુના રૂપો આ રીતે બને છે: હું હોવું છું હું હોય છે, તે હોય છે, અમે હોયિયે છિયે તમે હોવો છો તેવો હોય છે.

નિપાત શબ્દનો આ રીતે પણ અર્થ કરાય : स्वाययववर्णादि-विनाशादिना अन्यथा निपात्यते इति निपातः। અર્થાત્ શબ્દના અવયવ વર્ણ આદિનો વિનાશ, અથવા વૃદ્ધિ આદિ વડે શાસ્ત્રથી પ્રતિકૂલ રૂપે જે નિષ્પન્ન થાય તે નિપાત કે નિપાતન કહેવાય.

હોવું ધાતુનાં રૂપોનાં સ્થાને છું, છિયે આદિ રૂપો વપરાય છે. માટે હોવું ધાતુનો જે અર્થ, તેજ અર્થ તેમનો પણ થાય છે. કાલ અને પુરુષની પ્રતીતિ પણ નિપાતનના બલથી જ થાય છે.

હોવું ધાતુનાં રૂપો ધાતુ પ્રકરણમાં જોશો.

## તત્સમશબ્દનો વિચાર

**તત્સમ** શબ્દનો અર્થ છે "તેના જેવો" ગુજરાતી ભાષામા લોકો સસ્કૃત શબ્દો જ લખે છે અને તેને **તત્સમ** કહે છે અર્થાત્ **સસ્કૃત ભાષાના શબ્દ જેવો આ શબ્દ છે,** એમ જણાવે છે મૂર્ખ, પડિત વિદ્વાન્, કર્તા, ધર્તા ઇત્યાદિ સસ્કૃતશબ્દો ગુજરાતી ભાષાના પુસ્તકોમા જઈને **તત્સમ** થઈ જતા નથી, તે જ રહે છે આવા શબ્દોને **તત્સમ** નામ આપવુ મારી દૃષ્ટિએ અન્યાય્ય છે કોઈ વિદ્વાન્ સસ્કૃતના શબ્દોનો ઉપયોગ અન્ય ભાષામા કરે તો, તેથી તે શબ્દો અન્ય થઈ જતા નથી મિત્ર શબ્દ સસ્કૃત શબ્દ છે અને નાન્યતર જાતિનો છે, પણ તે ગુજરાતી ભાષામા જઈને પુલિગ થઈ ગયો છે, તેથી તે તત્સમ થઈ જતો નથી, તેમા કોઈ પરિવર્તન થતુ નથી **તત્સમ** એટલે તેના જેવુ **સમ** શબ્દનો અર્થ સસ્કૃત ભાષામા હોય છે तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मवत्त्वम् અર્થાત્ તેનાથી ભિન્ન તો હોય પણુ તેના ઘણા ધર્મો તેનામા રહેતા જ હોય, તે સમ એટલે સમાન કહેવાય ઘટ પટ, શબ્દો ગુજરાતીમા આવીને સસ્કૃતના ઘટ-પટ શબ્દોથી ભિન્ન થઈ જતા નથી तद्गतभूयोधर्म-वान् પણ થઈ જતા નથી તેથી આવા શબ્દો **તત્સમ** સજ્ઞાને પાત્ર નથી હા ગુજરાતીભાષામાં **વિદ્વાન્ ને વિદ્વાન, ધનવાન્** ને ધનવાન લખાય છે, આવા શબ્દો અવશ્ય તત્સમ કહેવાય **મિષ્ટનુ મીઠુ** અવશ્ય તદ્ભવ છે પણ લવણવાચક મીઠુ શબ્દ મિષ્ટનો તદ્ભવ નથી જ, શબ્દાન્તર છે **કઠિનનો કઠણ, પાનીયનો પાણી, શીતકાલ નો શિયાળો, ઉષ્ણુકાલનો ઉનાળો** શબ્દ અવશ્ય તદ્ભવ કહેવાય માટે કોઈ ભાષાનો શબ્દ કોઈ બીજી ભાષામા હાથ, પગ, માથુ સાચવીને આવી જાય તો તે તદ્ભવ ન જ કહેવાય રામ, ભરત, લક્ષ્મણ, શત્રુઘ્ન, દશરથ, અર્જુન, યુધિષ્ઠિર આદિ શબ્દો ગુજરાતીમા આવીને નથી બનતા તત્સમ અને નથી બનતા તદ્ભવ તે શબ્દો

ગુજરાતી શબ્દો પણ બની જતા નથી. તેવો તો સંસ્કૃત શબ્દો જ રહે છે. કોઈ બુક બોલે, કોઈ રજિસ્ટર બોલે, કોઈ પેન કે પેન્સિલ બોલે, કોઈ વાપર બોલે, કે રુગ બોલે, કે બિલ્ડિંગ બોલે, કે બરંડા બોલે તો આ શબ્દો ગુજરાતી ભાષાના થઈ જતા નથી, અંગ્રેજી શબ્દો જ રહેવાના. પણ જેમ **ઇન્જિનિયરનો ઇજનેર** કરી નખાયો તેમજ જો બુકનો **બુકી**, કરી નખાય કે બુક્ક કરી નખાય તો તે અવશ્ય તત્સમ અને તદ્ભવ થઈ જશે. ગુજરાતી ભાષામાં જાજરૂ શબ્દ પ્રચલિત છે. **શૌચાલય** તેનો અર્થ છે. તે શબ્દ જાયે જરૂરતમાંથી બનેલ છે. માટે તે અવશ્ય તદ્ભવ કહેવાય. કેમકે જાયમાંથી **ય** કાઢી નંખાયેલ અને જરૂરતમાંથી **રત** પૃથક્ કરી દેવાયેલ, તેથી જાજરૂ બની ગયેલ. ઇન્જિનિયરમાંથી **ઇજનેર** બનાવવામાં આવેલ તેથી આ શબ્દ અવશ્ય **તદ્ભવ** કહેવાય. સંસ્કૃત-ભાષાનો રીતિશબ્દ ગુજરાતીભાષામાં આવીને **રીત** બની ગયેલો તેથી તે **તદ્ભવ** કહેવાય.

### કાળ–કાલ

કાળના વિષે ગુજરાતી ભાષામાં ભારે કોલાહલ છે. **આવતી-કાળ** શબ્દ આવનાર કાલમાટે વપરાય છે. **ગયીકાલ** આ ગતકાલ-માટે એટલે આજના અવ્યવહિત પૂર્વકાલમાટે વપરાય છે.

અહિં વિચારણીય આ છે કે **કાળ–કાલ** શબ્દ નરજાતિનો છે કે નારીજાતિનો. ગુજરાતી ભાષામાં જો આના જન્મદિવસથી જ આ નારીજાતિમાં વપરાતો હોય તો પણ આ શબ્દને નારી જાતિમાં માની લેવા માટે કોઈ કારણ છે? અથવા નિષ્કારણ તે તેમ માની લેવાયેલો છે?

જોડણી કોષકારે બે કાલશબ્દોની યોજના કરી છે. **ગયી** અને **આવતી** શબ્દની સાથે જે કાલ શબ્દ છે તે અવ્યય છે. **ગયી + કાલ** કે **આવતી + કાલ** આ રીતે વિભાગવાળા આ શબ્દો નથી. **ગયી-**

કાલ અને આવતીકાલ આ રીતે અવિભક્ત શબ્દો છે, અને અવ્યય છે મને લાગે છે કે એમ જ માનીને કોશકારોએ આ બન્ને શબ્દોને નારીજાતિમા મૂકી દીધેલ છે જો કે અવ્યયને કોઈ લિંગ કે જાતિ કે સખ્યા હોતા નથી, આ ભાષાના અભિપ્રાય ગયીકાલ અને આવતીકાલ અવ્યય છતા સ્ત્રીલિંગમા બન્ને શબ્દો મૂકાયી ગયા છે. એમ પણ કહી શકાય કે આ બન્ને શબ્દો સ્ત્રીલિંગમા નથી પણ ગયીકાલ અને આવતીકાલ અવિભાજ્ય શબ્દો છે, માટે બન્ને શબ્દો અવ્યય છે, અથવા તેવો અવ્યય છે માટે અવિભાજ્ય છે

જોકે ગયીકાલે અને આવતીકાલે એમ પણ બોલાય છે અને વપરાય છે છતા તેમનુ અવ્યયત્વ નષ્ટ હોતુ નથી

હું આવતીકાલ આવીશ, હું આવતીકાલે આવીશ આ બન્ને પ્રયોગો અવ્યય હોવાને લીધે શુદ્ધ છે

પણ જ્યા શુદ્ધ સમયવાચક કાલ શબ્દ હોય તે નરજાતિનો જ હોય છે, નારીજાતિનો નહિ જોડણીકોશમા પણ સમયવાચક કાલશબ્દની પુલિંગતા સ્વીકારાયી છે

આજનો લાહ્વો લીજિયે રે કાળ કોણે દીઠી છે આ પ્રચલિત ગાયનમા દીઠી વિશેષણથી કાલ શબ્દને મુક્ત રાખવો જોયિયે કાલશબ્દ માટે સ્ત્રીલિંગની કલ્પના ભયકર ભૂલ હોયી શકે અહિ આ કવિતામા કાળ એટલે આવતીકાલ કોણે દીઠી છે, એમ અર્થ સમજવાનો (?)

પ્રાચીન ગુજરાતી કવિયો કવિ હતા, વૈયાકરણ ન હતા તેથી તેમણે પ્રયોજેલા બધા શબ્દોની પ્રામાણિકતા સ્વીકારવી ભયકરતાના ગર્તમા જવા જેવુ છે તેથી જ્યારે માથે કાળ આવીને ઊભી રહેશે ત્યારે તમે લાચાર બનશો આવા પ્રયોગો અશુદ્ધ જ સમજવા.

— ० —

**કાલવાચક અવ્યય :**

હમણાં, હવડાં, ત્યારે, અત્યારે, કયારે, કોયીવેલા, વહેલું, મોડું, તત્કાલ, તત્ક્ષણ, પલકમાં, પળમાં, હવે, આજ, સાંજે, સવારે, બપોરે, મધરાતે વહાણે, ઓણ, પોર, પહેલે દહાડે, પહલે વર્ષે, કદી, હાલ, હાલમાં, વળી, વળતી, હજી, હજુ, તરત. (ટેલર)

સ્થલવાચક–અહિયાં, ત્યાં, જ્યાં, કયાં, પણે, આગળ, પાસે, નજીક, થડમાં, લગલગ, ઊપર, ઊંચું, હેઠલ, નીચે, તળે, તળિયે, દૂર, વેગળે, મધ્યે, વચ્ચે, અંદર, ઠેઠ. (ટેલર)

દિશાદર્શક–આણીગમ, પેલીગમ, જેણીગમ, કોણીગમ, આમ, તેમ, જેમ, આણિપાસ, (આપા), પેલીપાસ, (પેપા), દક્ષિણાતા, ઉત્તરાતા ઉગમણે, આથમણે, (ટેલર)

અનુક્રમદર્શક–પહેલે, બીજે, ત્રીજે, ચોથે, પાંચમે, પૂઠે, પછવાડે, છેલ્લે, પહેલાંથી, પછીથી, અંતે. (ટેલર)

ગુણદર્શક–ભલે, ભુંડે, ઠીક, ખરું, ખોટું, વાજબી, સારાં, ઠીકઠીક.

પ્રકારદર્શક–બળેબળે, બલાત્કારે, જોરજોર, ધીમે, ધીરે, આસ્તે, એમતેમ, જેમતેમ, ભેળસેળ, ગમેતેમ, ઓચિંતો, ઓચિંતું, ઓચિંતી, અકસ્માત્, જેમનેજેમ, તેમનેતેમ, અમથું, અમથો, વ્યર્થ, ફોક, ફક્ત.

સ્વીકારદર્શક–હા, હોવે, ઓવે, તમે કહો તેમ, વારુ, અવશ્ય, જરૂર, જ.

નિષેધાર્થ–ન, ના. નહિ, નહી, નવ, મા.

સંશયાર્થ–કદાચિત્, કદાચ, કદાસ, કદાપિ.

કારણદર્શક–તો, માટે, તેથી, તેપર, શાવાસ્તે, શામાટે.

ન્યૂનાધિકદર્શક–થોડું, ઓશે, વત્તું, અલ્પ, લેશ, અતિ, અતિશે, અધિક, પૂર્ણ, ઘણું, ઘણે, ઘણો, વતું, બહુ, બધે, બધું.

તૃપ્તિદર્શક-બસ, એટલું, બરાબર, અસ્તુ, ઘણું.

સંખ્યાવાચક-એકવાર, બેવાર, થોડીવાર, ઘણીવાર, એકવડુ, બેવડુ, ત્રણગણુ ઇત્યાદિ.

પ્રશ્નવાચક-કેમ, ક્યારે, કેવી રીતે? ખરું?

— ० —

રહેવું, કહેવું, સહેવું ઇત્યાદિ

ગુજરાતી ભાષામાં થોડા આવા ધાતુવો છે જેના મૂળ સ્વરૂપમાં પ્રશ્ન થાય છે કે આવું સ્વરૂપ શા માટે સ્વીકારાયું હશે. જેમકે—

રહેવું, કહેવું, સહેવું, વહેવું ઇત્યાદિ

અહીં નિયમ પ્રમાણે અંતના વું ને કાઢી નાખિયે તો રહે, કહે, સહે આમ બબ્બે સ્વરવાળો ધાતુ રહે. હવે એના રૂપો બનાવિયે તો થોડી કઠિનતા ઊભી થાય છે.

વર્તમાનકાનનો પ્રત્યય ત્રીજા પુરુષ એકવચનમાં એછે આમ સ્વીકારાયેલ છે. જેમકે—

ભણવું. ભણ્+એછે=ભણેછે.

જે રહે, કહે, સહે ની આગળ એછે આ પ્રત્યય લગાડિયે તો આપણે બે સ્થિતિમાં મૂકાયી જયિયે છિયે ૧-કે તો પ્રત્યયના એ નો લોપ કરવો કે તો ધાતુના એ નો લોપ કરવો. તેમ કર્યા વિના કહેછે, રહેછે, સહેછે આ રૂપો બની શકે જ નહિ. જો ધાતુના એ ને દૂર કરી કહવું રહવું, સહવું આમ જ એ વિનાનું શબ્દ-સ્વરૂપ રખાય તો શી હાનિ સંભવે, આ સમજાતું નથી. મારું કહેવું તમે સાંભળો ને બદલે મારું કહવું તમે સાંભળો આમ લખાય અને બોનાય તો કશી હાનિની સંભાવના કરી શકાય છે? બીજો લાભ તો આ થાય કે એકાર ને કાઢ્યા પછી હિંદી કુટુંબના ધાતુવો સાથે સારો મેળ બેસી જાય છે.

બીજું, તે કહેછે, અહીં ને હું કહું છું અહીં એકાર નો લોપ કરવો જ પડે છે. આટલી પ્રક્રિયા વધે છે.

બીજી પણ સુગમતા. કહ્યા પ્રમાણે આ પ્રયોગમાં હે માં રહેલ એ નો લોપ કરવો પડે છે. કહેયા પ્રમાણે રૂપ થતું નથી, કહ્યા પ્રમાણે આમ જ થાય છે.

આજ્ઞાર્થમાં પણ આ એ નો લોપ કરીને જ બોલિયે છિયે. જેમ કેઃ તેને કહો.

તેને કહો કે તે ગમે ત્યાં રહીને ભણે. અહીં આજ્ઞાર્થમાં કહે ના એ નો લોપ કરીને જ ઓ પ્રત્યય લગાડવો પડે છે. તેમજ રહીને અહીં પણ એ નો લોપ કરવો પડે છે.

તેં કહ્યું અહીં તો વિવશ થઈને એ નો લોપ કરવો પડે છે, નહીં તો કહેયું રૂપ બનવા લાગશે તે રુઢિવિરુદ્ધ થશે.

બીજું, મને કહેવા દો, આને અહીંજ રહેવા દો ઇત્યાદિ સ્થલોમાં હે દીર્ઘ બોલાતો જ નથી. અલ્પ હ્રસ્વ બોલાય છે, તેથી લખવા અને બોલવામાં દ્વૈવિધ્ય આ ભાષાનો દોષ છે.

—:૦:—

કર્તા—કોઈ પણ ક્રિયાનો જે સ્વતંત્ર કરનાર હોય, તે જ તે ક્રિયાનો કર્તા હોય છે, જેમકે—

રામ જાયછે. જાય છે આ જવું ધાતુનું વર્તમાન કાલનું રૂપ છે. જાય છે, સાંભળીને સ્વાભાવિક પ્રશ્ન ઉઠશે કે કોણ જાય-છે? આનો ઉત્તર છે-રામ. એટલે રામ જાયછે. આ વાકયમાં જાયછે આ ક્રિયાપદ છે અને તે ક્રિયાનો કર્તા રામછે. આ રીતે જ રામ વાંચેછે, મોહન સ્નાન કરેછે, તે ભજન ગાયછે, તેવો ઈશ્વરોપાસના કરેછે, હું બોલુંછું, અમે બોલિયેછિયે, તું જુવેછે.

**કર્મ**—ક્રિયાના ફલનો જે આશ્રય હોય તે કર્મ કહેવાય છે. જેમકે—

**રામ ફલ ખાયછે.** આ વાક્યમાં **રામ** કર્તા છે, કેમકે ખાવારૂપ જે ક્રિયા, તેનો કરનાર રામ જ છે.

**શું ખાયછે?** આ પ્રશ્નનો ઉત્તર છે **ફલ.** ખાવુ ધાતુનો અર્થ છે—કોઈ વસ્તુને મુખમાં નાખી, ચાખી, ગળાના નીચે ઉતાર્વું. રામ ચાખીને નીચે પેટમા ઉતારે છે ફલને. માટે ફલ કર્મ છે. સામાન્ય રીતે **ફલાશ્રય કર્મ** કહેવાય છે. ફલાશ્રય એટલે ફલનો આશ્રય. અથવા જે **ઈપ્સિતતમ** હોય એટલે જે વસ્તુને મેળવવાની તીવ્ર ઇચ્છા હોય તે **કર્મ. તે ગામ જાય છે.** આ વાક્યમાં ગમન ક્રિયાથી ઈપ્સિતતમ છે **ગામ.** માટે તે જ કર્મ.

આ **કર્મ**—પાચ પ્રકારનાં હોયી શકે છે. ૧. નિર્વર્ત્ય, ૨. વિકાર્ય. ૩. પ્રાપ્ય, ૪. ઉદાસીન, ૫. દ્વેષ્ય.

ઉદાહરણ—

(૧) **નિર્વર્ત્ય**—એટલે કોયી વસ્તુ નવી બનાવવી, જેમકે **કુંભાર** ઘટ બનાવે છે. અહીં ઘટ નવો પેદા થાય છે.

(૨) **વિકાર્ય**—જેમાં વિકાર ઉત્પન્ન થાય તે. જેમકે, **કાઠને ભસ્મ કરે છે.** અહીં **કાઠ** વિકાર્ય કર્મ કહેવાય. કેમકે **કાઠને** બાળે છે, ત્યારે ભસ્મ થાય છે. બાળવાથી કાઠમાં જ વિકાર ઉત્પન્ન થાય છે. માટે કાઠ વિકાર્ય કર્મ છે. અને ભસ્મ બનાવે છે અહીં **ભસ્મ નિર્વર્ત્ય કર્મ કહેવાય.** કેમકે કાઠ બાળીને ભસ્મ જ બનાવે છે. બળ્યા પછી કાષ્ઠમાંથી ભસ્મ જ થાય, બીજું કશું નહિ.

(૩) **પ્રાપ્ય**—તે ગામ જાય છે. એટલે ગમનક્રિયાથી શું મેળવે છે? ગામ. માટે ગામ પ્રાપ્ય કર્મ કહેવાય.

(૪) **ઉદાસીન**—દેવદત્ત નિશાળે જતાં પુષ્પ જુવે છે. અહીં નિશાળ તો મુખ્ય કર્મ છે, એટલે તે પ્રાપ્ય છે, પણ પુષ્પ પ્રાપ્ય

નથી. પુષ્પને માટે તે જતો નથી. નિશાળ માટે જાય છે. માટે નિશાળ મુખ્ય કર્મ અને પુષ્પ ગૌણુ એટલે ઉદાસીન કર્મ. **નિશાળે**- આ **નિશાળ** ને બદલે વપરાગો છે.

(૫) દ્વેષ્ય—જે ગમે નહિ તે દ્વેષ્ય. જેના માટે દ્વેષ હોય તે દ્વેષ્ય. જેમ કે **તે વિષ ખાય છે.** અહીં વિષભક્ષણ ગમવાની વસ્તુ નથી. પણ કંટાળીને માણસ તેને ખાય છે. અથવા—

**ચોરો ને જુવે છે.** અહીં ચોરને જોવા માટે કોયી વિશિષ્ટ ઇચ્છા નથી, પણ જોવાયી જાય છે. અહીં **ચોરો** આ દ્વેષ્ય કર્મ છે. ચોરો માટે કોયીને પ્રેમ નથી હોતો, દ્વેષ જ હોય છે.

## કાળ

બધી ક્રિયાવોનો જે (એક જ) આધાર તે કાળ કહેવાય છે. કોયી પણ ક્રિયા કાલમાં જ થાય છે. કાલ સ્વરૂપે અખંડ છે અને એક છે. છતાં વ્યવહાર માટે તેના ત્રણ વિભાગો કરવામાં આવ્યા છે. ૧ વર્તમાનકાલ, ૨ ભૂતકાલ, ૩ ભવિષ્યત્કાલ.

### ૧–વર્તમાનકાલ

જે સમયે કોયી ક્રિયા થતી જ હોય તે કાળ **વર્તમાનકાલ** કહેવાય છે.

પણ કેટલીકવાર જે ક્રિયા થતી ન હોય પણ તરત જ થવાની હોય અથવા તરત જ થયી ગયી હોય, ત્યારે પણ વર્તમાનકાલનો જ ઉપયોગ થાય છે.

**ભણું છું.** અહીં ભણવાની ક્રિયાનો આરંભ તો થયી ગયો છે, પણ સમાપ્તિ થયી નથી. માટે આ કાલ વર્તમાનકાલ કહેવાય છે.

### ૨. ભૂતકાલ

જે ક્રિયા કોયી કાલમાં પ્રારબ્ધ થયીને સમાપ્ત થયી ગયી હોય તે કાળ ભૂતકાલ કહેવાય છે. અને તે કાલની ક્રિયા તે ભૂતકાલની ક્રિયા કહેવાય છે. જેમ કે—

"હું ભણ્યો" અહીં ભણવાનો પ્રારંભ થતો નથી. આરંભ થવાનો પણ નથી. પણ આરંભ થયીને તે ક્રિયા સમાપ્ત થયી ગયી છે માટે "હું ભણ્યો" આ ભૂતકાલની ક્રિયા કહેવાય છે.

**નોંધ**—ધ્યાનમાં રહે કે ગુજરાતી ભાષામાં ભૂતકાલમાં કોયી ક્રિયાપદ નથી. તેથી ભૂતકૃદંતથી જ ક્રિયાનો વ્યવહાર ચાલે છે.

**સામાન્યભૂત**—પરોક્ષ અને અપરોક્ષમાં જે બીના બની હોય તે માટે પણ આ કાલ વપરાય છે.

### ૩. ભવિષ્યતકાલ

**ભવિષ્યતકાલ**—તે કહેવાય છે જેમાં કોયી ક્રિયાનો આરંભ થનાર હોય. જેમકે—

**હું ભણિશ**—અહીં હજી ભણવાની ક્રિયાનો આરંભ થયો નથી, પણ થનાર છે.

—:૦:—

## ફરીથી

આ ગુર્જર શબ્દનું અનુશાસન લખાયી રહ્યું, ત્યારે મને શ્રીકુટ. ચુટિયા અને ઠક્કરનું **સરલ ગુજરાતી** વ્યાકરણ મળ્યું. મેં જોયું કે ત્યાં પણ શુદ્ધ વર્તમાન અને મિશ્ર વર્તમાનની કલ્પના કરવામાં આવી છે. હું કોયી પણ વિદ્વાનમાટે કે તેમની કોયી પણ કલ્પના—માટે કશું કહી શકું નહિ. પણ સ્વતંત્ર વિચાર તો કરી શકું, તે આ રીતે :—

વર્તમાનકાલના દ્વૈવિધ્ય માટે મેં આ વ્યાકરણ પુસ્તકમાં વિચાર કર્યો છે. વર્તમાનકાલનું દ્વૈવિધ્ય કેમ સ્વીકારાય છે આ જ સમજાતું નથી. **શુદ્ધ વર્તમાનકાલ** આ શબ્દનો અર્થ જ સમજાતો નથી. વર્તમાન કાલની શુદ્ધતા શું ? એક માણસ કાશી જવા અમદાવાદથી નીકળ્યો. માર્ગમાં કોયિયે પૂછ્યું "ક્યાં જાવો છો ?" ઉત્તર મળે છે: **કાશી જાવું છું**. ૨, ૪ દિવસ પછી ફરી કોયિયે પૂછ્યું ક્યાં

જાવો છો? ફરી જવાબ મળે છે: **કાશી** જાવું છું. જે દિવસે જે સેકન્ડે તેણે ચાલવાનો આરંભ કર્યો, ત્યારથી જ તેની વર્તમાનકાલની ક્રિયા પ્રારબ્ધ થયી ગયી. કાશીમાં પહોંચ્યા પછી વર્તમાનકાલની તે ક્રિયાનો અંત આવી જશે. એટલે ઘરથી નીકળ્યો ત્યારથી કાશી પહોંચતાં પહેલાંની તેની ગમનક્રિયા વર્તમાનકાલમાં જ ગણાય. કેમકે કાશીગમન ચાલે છે. વચમાં ચાલતો નહિ હોય, વિશ્રામ લેતો હોય તો પણ **ક્યાં જાવો છો?** આ જ પ્રશ્ન થવાનો, અને **કાશી** જાવું છું આ જ ઉત્તર થવાનો. ત્યારે **શુદ્ધવર્તમાન** અને **મિશ્ર-વર્તમાનકાલ**ના વિચાર માટે અવસર જ ક્યાં રહે છે?

બીજું, લખું આ જો વર્તમાન કાલ જ હોય તો આ રૂપ પરિનિષ્ઠિત કહેવાય. બધી વિધિ પૂરી કર્યા પછી જે શબ્દ બને છે તે પરિનિષ્ઠિત કહેવાય છે. પરિનિષ્ઠિત આગળ ફરી કોયી પ્રત્યયની આવશ્યકતા ધાતુપ્રકરણમાં નથી રહી જતી. હું લખું આ વાક્યનો જ જો આ અર્થ હોય કે **વર્તમાનકાલિક-લેખન-ક્રિયાવાન્** હું તો હું લખું છું નો શો અર્થ થશે? જો ત્યારે પણ આ જ અર્થ પ્રતીત થતો હોય તો છું ની રૂઢી પણ કોયી આવશ્યકતા થાય જ નહિ અને તેથી આ છું નિરર્થક જ રહેવાનું. આ એક દોષ.

બીજો દોષ આ છે કે હું લખું આ જ રૂપ આજ્ઞાર્થમાં પણ બનવાનું. બે કાલમાં **સમાનરૂપ-નિષ્પત્તિ** આ કોયી પણ વ્યાકરણ માટે દૂષણ જ છે, ભૂષણ નથી.

માટે કે તો હું લખું આટલાને જ વર્તમાનકાલ માની હું લખું છું આ રૂપનો નિષેધ કરવો જોયિયે અથવા બન્નેને સમાનાર્થક અને પૂર્ણ ક્રિયા સ્વીકારી સ્વતંત્રતાથી બન્નેનો પ્રયોગ કરવો જોયિયે. જેમકે **दोग्धि-दुग्धे, अधोक्-अदुग्ध** આ બન્ને વર્તમાન અને ભૂતકાલના રૂપો છે અને બન્નેનો સમાન અર્થ છે. તેમજ હું લખું અને હું લખું છું બન્નેને સ્વતંત્ર સમાનક્ષેત્ર આપી દેવું જોયિયે અથવા તો બન્નેમાંથી અન્યતરનો સ્વીકાર કરી એકનું પ્રત્યાખ્યાન કરવું જોયિયે.

અને અન્યતરની સ્વીકૃતિનો નિર્ણય થાય ત્યારે સાહિત્યમાં પ્રચાર પામેન બીજા રૂપના નિષેધનો પ્રારભ કરવો જોયિયે

જો આ લાબી યાત્રા ન કરી શકાય તેમ હોય તો વર્તમાનકાનના દ્વૈવિધ્યની વાત સમાપ્ત કરવી જોયિયે

ભૂતકાનમા જે દ્વૈવિધ્ય કે ત્રૈવિધ્ય છે, તે તો બાળક, યુવા, વૃદ્ધ સૌને સમજાય તેવી વસ્તુ છે હુ ગયો અને ગયો હતો આ બન્ને ઠેકાણે ગયો નો પ્રયોગ છે પણ સમાનાથકના કર્યાય નથી ગયો આ સામાન્ય ભૂત કૃદન્ત છે ગયોની સાથે હતો લગાડીને તે ભૂતને દૂર લયી જયિયે છિયે માટે ભૂતકાનનુ દ્વૈવિધ્ય સમાધાનના માર્ગે છે પણ વર્તમાનકાનનુ દ્વૈવિધ્ય કોયી રીતે પોતાની સાર્થકતા સિદ્ધ કરતુ નથી માટે હુ લખુ આને વર્તમાનમાન કહેવામા કોયી યુક્તિ જણાતી નથી

તેમજ, ભૂતકાન માટે પણ **પ્રથમ પૂર્ણવર્તમાન** અને **દ્વિતીય પૂર્ણ વર્તમાન** આ સજ્ઞા જ અશુદ્ધ છે અને અવિચારિત-રમણીય છે

વર્તમાન જ્યારે પૂર્ણ થાય છે, તરત જ ભૂત બની જાય છે તેથી ત્યાં પ્રાથમ્ય અને દ્વિતીયત્વનો વિચાર જ અશક્ય છે

તેથી **તે આવ્યો છે** આ પ્રથમ પૂર્ણવર્તમાન પણ નથી અને પ્રથમ પૂર્ણભૂત પણ નથી તે **આવ્યો છે** આ પ્રયોગ **સનિહિત ભૂત** કહી શકાય અને **આવ્યો હતો** આ **અસનિહિત ભૂત** કહી શકાય વર્તમાનની સાથે **પ્રથમ પૂર્ણ** અને **દ્વિતીય પૂર્ણ** લગાડી શકાય જ નહિ

લખતા લખતા એક અધ્યાય પૂરો થયો એટલે તે પૂર્ણ વર્તમાન કહેવાય જ નહિ લખવાની ક્રિયા તો ચાનુ જ છે અને ગ્રથસમાપ્તિ-સુધી ચાનુ રહેવાની છે માટે **વર્તમાનકાળ** તો એક જ છે તે જ કાનમા ક્રિયાનુ, ત્રૈવિધ્ય સૂચિત કરી શકાય છે

**આવ્યો, આવ્યો છે, આવ્યો હતો** અહિ ભૂતકાનમા ત્રૈવિધ્યની સભાવના ઉચિત છે આવા પ્રયોગો વીતેના કાનને અધીન

છે. આવ્યો આ સામાન્ય ભૂત છે. આવ્યો છે આ સંનિહિત ભૂત છે અને આવ્યો હતો આ અસંનિહિત ભૂત છે,

જેમ ભૂતકાલમાં સમીપસ્થ અને દૂરસ્થ બે ભેદો છે તેમજ વર્તમાનકાલમાં બે ભેદો કરી શકાય નહિ. તમે ક્યારે આવ્યા ? તરતજ આવેલાને આમ પુછાય છે. આવ્યા આ ભૂતકાલદર્શક શબ્દ છે. પણ આનો ઉત્તર થાય છે કે હું હમણાં આવ્યો. અથવા હમણાં જ આવુંછું. અહીં ભૂતકાલના વૈવિધ્યને લીધે ક્યારે અને હમણાંનો પ્રયોગ થયો છે. વર્તમાનકાલમાં વૈવિધ્ય નથી. માટે ત્યાં એક જ રૂપ બની શકે છે, બે નહિ.

એક બીજો પ્રશ્નવિચાર. તમે મુંબઈ ક્યારે આવો છો ? આમ પુછાય છે. આ વાક્ય ભવિષ્યદર્થને કહે છે. અર્થાત્ તમે મુંબઈ ક્યારે આવશો આ આનો અર્થ છે.

આ હું દોડયો, તમે નિશ્ચિંત રહો અહીં દોડયો ક્રિયા દોડીશ ના અર્થમાં છે, તેથી દોડયોથી પ્રસંગાનુસાર દોડીશ નો અર્થ કલ્પી શકાય.

તમે બેઠો, હું હમણાં જ ત્યાં પહોંચ્યો. આ પહોંચ્યો ભૂતકાલ તરતજના ભવિષ્યકાલનો બોધ કરાવે છે.

તમે નિશાળે ચાલો હું તરત જ આવુંછું. અહિં હું તરતજ આવીશ આ અર્થ કહેવા માટે વર્તમાનકાલ વપરાયો છે.

તમે લોકો આવો હું તરત જ ત્યાં પહોંચું છું. પહોંચુ છું એટલે પહોંચીશ. તત્કાલ ક્રિયા થવાની છે, તેના માટે ભવિષ્યત્ કાલ બોલવાની પદ્ધતિ છે.

બેટા, તું અહિં આવ. મા, આવું છું. આ આવ્યો, એક સેંકડ થોભો, હું હમણાં જ આવીશ. આ ત્રણે વાક્યો સમાનાર્થક છે. બોલવાની પદ્ધતિમાં અંતર છે, ભાવમાં અંતર નથી.

સમન્વયું આ કે, ભવિષ્યતકાલ માટે પણ વર્તમાનકાલની ક્રિયા

વપરાય છે. ભૂતકાળની પણ ક્રિયા વપરાય છે આ ભાષાની રૂઢિનું ફળ છે.

આ બધા વિચારના અંતે ફલિત આ થાય છે કે વર્તમાન-કાળનાં આવું અને આવું છું આ બે જ રૂપો શુદ્ધ નથી. શુદ્ધ તો આવુંછું આ જ છે આવું આ પ્રયોગ તો શીઘ્રતાનું આતિશય્ય બતાવવા માટે જ કરી શકાય છે પણ વર્તમાનકાળનું શુદ્ધ રૂપ તો આવુંછું, ભણુંછું, લખુંછું આટલું જ છે.

૧ રામ નાનો હતો ત્યારે બહુ રડતો ન હતો.

૨ રામ, તુ જ્યારે નાનો હતો કેવો ડાહ્યો હતો, કદી રડે નહિ, કોઈને પજવે નહિ, કોઈને મારે નહિ, કોઈને ગાળો દે નહિ.

આ બે વાકયોની રચના પૃથક્ છે, પણ ભાવ તો એક જ છે.

પ્રથમ વાકયમા ભૂતકાળનો જ નિર્દેશ છે. દ્વિતીય વાકયમાં **રડે નહિ એટલે રડતો ન હતો. પજવે નહિ એટલે પજવતો ન હતો. મારે નહિ એટલે મારતો ન હતો. ગાળો દે નહિ–** એટલે ગાળો દેતો ન હતો. આ બધા પ્રયોગો શિક્ષકોયે ધૈર્યથી શાન્તિથી વિચાર કરીને છાત્રોના મસ્તકમા ઉતારવા જોયિયે.

ભાષાની રૂઢિના પ્રમાણે પ્રયોગો કરાય છે હું જાઉંછું આ શુદ્ધ છે પણ હું **નહિ** જાઉં છું આ પ્રયોગ રૂઢિપ્રમાણે શુદ્ધ ન કહેવાય. હું **નથી** જતો આમ જ શુદ્ધ છે એટલે તમે જોયી શકશો કે ધાતુ તે જ છે, કર્તા તે જ છે, સમય પણ તે જ છે, છતા **નહિ** નો પ્રયોગ થતા જ બધું બદલાયી જાય છે. આ સંબંધમા પાછળ પણ લખાયું છે ધ્યાનથી વિચારશો.

જે દિવસે તુ ડાહ્યો થયીશ, કોયીને કશું કહેવાનું નહિ **રહે** એટલે નહિ **રહેશે.**

અહી **નહિ રહે** મા **રહે** વર્તમાન કાળ નથી, વિધ્યર્થ છે.

## બુદ્ધિપ્રકાશ

બુદ્ધિપ્રકાશ—ગુજરાતનો પ્રાચીન માસિક પત્ર છે. તે મને હમણાં જ જોવા મળ્યો. ૧૨ મહિનાની એક આખી ફાઈલ મળી છે. તે પુસ્તક ૫૬મું છે. તેના ૧૧મા અંકમાં આ રીતે એક વિદ્વાને લખેલ છે—

"જ્યાં ભાષાનો નિર્વાહ આપણા ચાલુ શબ્દોથી થતો હોય, ત્યાં માત્ર ગફલતથી કે શુદ્ધતાના અનાદરથી પર ભાષાના શબ્દ વાપરવા એ કોઈ પણ સંસ્કારવાળા જનને ગમે નહિ. પણ રુઢ થઈ ગયેલા સાધારણ શબ્દો પછી તો ફારસી કે બીજી ભાષાના હોય, તેનો ત્યાગ કરવાની ઇચ્છા શા માટે કરવી?"

"એકાદ જણ પોતે પોતાના ઘરને ખૂણે બેશી ફારશી શબ્દ વર્જીને બધા સંસ્કૃતવ્યુત્પત્તિવાળા શબ્દ વાપરવાનો પ્રયત્ન કરે તો તેના તુરંગની વાત છે. પણ વિચારવંત પુરુષો તરફથી તેને ભાગ્યે જ ઉત્તેજન મળશે."

આ લેખથી સૂચન થાય છે કે ગુજરાતીભાષામાં જે શબ્દ જે રીતે રુઢ થયી ગયો છે તેને સુધારવા કે ત્યાગ કરવાની આવશ્યકતા નથી. મને લાગે છે કે આ વિધાન વિદ્વાનોનું મનોરંજન કરી શકે નહિ. જે ભાષા હજી પણ સંશોધન અને સંવર્ધન માંગે છે તેના માટે આ વિધાન તેના પ્રાણઘાતક છે. તમારી પાસે જો પૂર્વજો કરતાં વધારે સત્સંપત્તિ હોય તો તેનો ઉપયોગ શા માટે નહીં કરવો જોયિયે? અને શા માટે "क्षारं जलं कापुरुषाः पिबन्ति"નું ઉદાહરણ બનવું જોયિયે?

સપ્ટેમ્બર ૧૯૬૭ના કુમારના અંકમાં શ્રી ત્રિભુવનદાસે (સુંદરમ્) એક પ્રશ્નોત્તર **મારી માન્યતા** આ શીર્ષકથી પ્રકટ કર્યો હતો. તે આ પ્રમાણે :

પ્ર. ૧. સ્વયં વહેતા જીવનને કાવ્યનું પ્રેરક ન બનાવી શકાય? શક્ય હોય તો કેવી રીતે?

જ. બનાવવાનો પ્રશ્ન રહેતો નથી, કેમકે સામાન્ય રીતે આસપાસના જીવનમાંથી પ્રેરણા લઈને જ કવિ લખે છે. પણ કાવ્યની ઉત્તમોત્તમ પ્રેરણા તે સામાન્ય જીવન ન હોઈ શકે. જીવનનું જે ઉચ્ચોચ્ચ તત્ત્વ છે તે પ્રેરણા બનવું જોઇશે. ને મહાન્ કવિતા આવી વિશ્વવ્યાપક પ્રેરણામાંથી અપાતી હોય છે.

પ્ર. ૨. કાવ્યની આપની અંગત વ્યાખ્યા ?

જ. વાણીના સૌન્દર્યમાં વ્યક્ત થયેલું સત્ય.

પ્ર. ૩. આધ્યાત્મિક જીવન ને કાવ્યનો પરસ્પર સંબંધ.

ઉ. ખરો, પણ હંમેશ નહિ. આધ્યાત્મિકતાના ખાસ સ્પર્શ વિના પણ બાહ્યજીવનની કવિતા બની શકે.

પ્ર. ૪. સાહિત્યક્ષેત્રે સર્જનાત્મક થવા માટે આંતર મંથનની આવશ્યકતા ખરી ?

ઉ. આંતર મંથન તો કોઈને કોઈ રીતે થતું જ હોય છે. સર્જનાત્મક થવા માટે ઊર્ધ્વસર્જક ચેતનાની અનુભૂતિમાં પહોંચવું જોઇયે.

પ્ર. ૫. સાહિત્યક્ષેત્રે ગુજરાતી સાહિત્યે ઉંચું ધોરણ સાચવી રાખવા શું કરવું જોઈએ ?

ઉ. ગુજરાતી સાહિત્ય એ કોઈ વ્યક્તિ નથી. દરેક લેખક જે વસ્તુને ઉચ્ચ સમજતો હોય તેને લક્ષ્યમાં રાખી પ્રવૃત્તિ કરે.

પ્ર. ૬. "કવિતામાં છન્દ તો હોવો જોઈએ" એવો આગ્રહ તમે શા માટે રાખો છો ?

ઉ. લયના સર્જન માટે છંદ મદદરૂપ વાહન છે. તેની પોતાની વિશિષ્ટ શક્તિ પણ છે.

પ્ર. ૭. કવિ સમાજને સહાયક કઈ રીતે બની શકે ?

ઉ. ઉત્તમ-કાવ્યસર્જનદ્વારા.

પ્ર. ૮. ગુજરાતી કવિતાનું વહેણુ તમને કઈ દિશામાં જતું લાગે છે ?

ઉ. વિકાસક્રમની રીતે યોગ્ય વિશાલતર અને ઉચ્ચતર દિશામાં.

પ્ર. ૯. ઉગતા કવિઓને તમારી શી સલાહ છે?

ઉ. અંતઃકરણમાં ઊંડું ને ઊંડું ઉંડાં જાવ, વિરાટ્ ચેતનામાં અને તેથી ઉંચે આવી રહેલી પરમચેતનાના સંપર્કમાં આવી તેની પાસેથી પ્રેરણા મેળવો.

આ પ્રશ્નોત્તરો મારા સંગ્રહમાંથી અકસ્માત્ મારા હાથે આવી ગયા. તેમાંથી કેટલાક પ્રશ્નો અને ઉત્તરોનો સ્પર્શ કરવાનું મન થયી જાય છે.

બીજા પ્રશ્નમાં "વાણીના સૌંદર્યમાં વ્યક્ત થયેલું સત્યને" કવિતાની વ્યાખ્યા માનવામાં આવી છે. વાણીનું સૌંદર્ય કોને કહેવું, તેનો ક્યાં ઉલ્લેખ નથી. પણ વાણીનું સૌંદર્ય ભાષા અને અલંકારથી પ્રકટ કરી શકાય.

પણ મને લાગે છે આનો ભાવ'તો આ થાય છે કે ભાષાની શુદ્ધિ કે અશુદ્ધિનો વિચાર જ કરવો જોયિયે નહિ. આ પાંગળી સ્થિતિ સારી નથી. ભાષાનો વિકાસ, ભાષાનું સૌન્દર્ય, ભાષાની શાલીનતા અને ભાષાનો ઉત્કર્ષ તે તે ભાષાભાષી પ્રત્યેક વિદ્વાનનું શુદ્ધ અને પવિત્ર કર્તવ્ય છે. કોયી પણ ભાષાનું સર્વમાન્ય શુદ્ધ એક વ્યાકરણ હોવું જોયિયે, સર્વમાન્ય એક કોષ હોવા જોયિયે, વ્યાકરણ અને શબ્દ પ્રયોગમાટે સર્વમાન્ય સિદ્ધાન્ત હોવો જોયિયે. આના વિના ભાષાનું કોયી મૂલ્ય રહેશે નહિ અને ભવિષ્યતની પ્રજામાટે ગુજરાતી સાક્ષર બંધુવો કોયી સંચેય શબ્દનિધિ મૂકી જયી શકશે નહિ, આ એક દુઃખદ ઘટના થશે.

જો આપણને લાભ શબ્દ મળતો હોય તો શા માટે ફાયદો-ને જ પકડી રાખવો? જો આપણને અવશ્ય શબ્દ મળતો હોય તો શા માટે ડગલે ને પગલે જરૂર શબ્દ વાપરવો. આ આગ્રહનું જ આ ફળ છે કે જરૂર અને જરૂરત શબ્દના પ્રયોગમાં કંઇક દોષ રહે જ છે. ગમે તે શબ્દ ગમે ત્યાં વાપરવાની છૂટ હોય તો કોયી પણ ભાષાનું બંધારણ નિરર્થક થશે, અને સભ્યતાથી હાથ ધોયી નાખવા પડશે.

આ ભાઈ કહે છે કે "એકાદ જણ પોતે પોતાના ઘરને ખૂણે બેશી (?) ફારશી (?) શબ્દ વર્જીને બવા સસ્કૃત વ્યુત્પત્તિવાળા શબ્દ બોલવાનો પ્રયત્ન કરે તો તેના તુરગની વાત છે."

આ લેખકબધુ જો આજે પણ જીવતા હશે તો તેવો જોઈને કે તો પ્રસન્ન થતા હશે કે તો માથુ કૂટતા હશે કે આજે ભાષામા આમૂલમૂલ પરિવર્તન થયી ગ્યુ છે આ બધુયે જે રીતે **બેશી** અને **ફારશી** શબ્દો લખ્યા છે તેનુ તો આજે દર્શન દુર્લભ થયુ છે શા માટે કોઈ વિદ્વાન્ બન્યા પછી પણ, ભાષાશાસ્ત્રી બન્યા પછી પણ પૂર્વજોનુ અનુકરણ કરીને **બેશી** અને **ફારશી** આવા વિલક્ષણ જોડણીવાળા શબ્દો વાપરશે? આજે ગુજરાતી શબ્દકોષમા **બેશવુ** કોઈ ધાતુ જ નથી બેસવુ આનુ સ્વરૂપ છે. **ફારશી** શબ્દ નથી ફારસી શબ્દ છે **તાલવ્યશકારવાળો** આ શબ્દ નથી.

---

ત્રીજી ગુજરાતી-સાહિત્ય-પરિષતના મચ ઉપરથી આ પ્રમાણે બોલવામા આવ્યુ હતુ

"ગુજરાતીમા કોઈ અમુક શબ્દ કે વાક્યપ્રયોગ મૂળ સંસ્કૃતના વ્યાપારથી અર્થમા કે જોડણીમા જુદો કે ઉલટો હોય, તેટલા જ કારણથી તેને અશુદ્ધ ગણવો એ ઘટિત નથી."

આ વિધાનને સ્વીકારી શકાય છે, પણ જો સાથેસાથે આ પણ સ્વીકારવાની ઇચ્છા હોય કે ગુજરાતી શબ્દોને પણ આવી રીતે અટપટ સ્વરૂપમા લખી શકાય, તે વૈધ છે અને તેનાથી ગુર્જર સાક્ષરોના હૃદયમા પીડા નહિ થાય જો **ચોપડીને ચૂપડી, હરસ ને હરખ કે હરષ કે હર્ષ દુઃખ ને દુખ, છોકરો ને છૂકરો, બાળા ને બીળી,** દાદા ને દાદી આવી રીતે લખવાની જો છૂટ મળતી હોય તો ભલે સસ્કૃતશબ્દને પણ બગાડો, કોઈ હાનિ નથી. જો બુક ને બૂક, નાઇટ ને નિઘટ, સુપરિન્ટેન્ડેન્ટ ને સુપર્ડન્ટ, સ્ટામ્પ ને ઇસ્ટામ્પ,

સ્કૂલ ને ઇસ્કૂલ, સ્ટેશન ને ઇસ્ટેશન લખવા બોલવાની સત્તાધિ-કારોની સત્તાધિકારમાં છૂટ મળતી હોય તો ભલેને ઇન્જિનિયર ને એન્જિનેર અને શૂટ ને સ્યૂટ બોલાય, નેબર ને નેબર, નેબહર, આદિ બોલાય, કંઈ હરકત નથી.

આ હરકત શબ્દ મેં વાપર્યો છે, તે ગુજરાતી ભાષાનો જ શબ્દ છે; નહિ કે જેમ જોડણીકોશમાં આને અરબી શબ્દ માન્યો છે. તેમ સમજજો. ફારસી કોશમાં હરકત શબ્દનો તે અર્થ નથી જે ગુજરાતી કોશમાં છે. ત્યાં તો એક હુરકત શબ્દ છે જેનો અર્થ જલન છે. એક હર્કત શબ્દ છે જેનો અર્થ ગુન્નિમશ અથવા તો શોરશ છે. અડચણ અર્થમાં અરબી કે ફારસી ડિક્શનરીમાં કોઈ હરકત શબ્દ મને મળ્યો નથી.

હું પણ માનું છું કે "કોઈ પણ શબ્દ કોઈ પણ ભાષાનો હોય, તે બદલાતો બદલાતો આજે જે સ્વરૂપમાં કાયમ થયો હોય, તેજ તેનું ખરું સ્વરૂપ માનવું જોઈએ." આને લીધે જ મેં રીત શબ્દને આમનેઆમ જ રહેવા દીધેલ છે. રીત શબ્દ સંસ્કૃતના રીતિ શબ્દનો અપભ્રંશ છે. અર્થ રીતિ અને રીત બન્નેનો સરખો જ છે. હું આને બદલતો નથી. પણ રીતની આગળ (સંસ્કૃત) લખવા માટે મારો વિરોધ છે. કુશલ ને બદલે કુસલ, અને કૈલાસને બદલે કૈલાશ આગળ આ સંસ્કૃત શબ્દ છે, આમ લખવા માટે બધાય સંસ્કૃત વિદ્વાનોનો વિરોધ થશે જ.

બુદ્ધિપ્રકાશમાં ૧૯૦૯ ઈ. સ.માં જોઈયે, લઈયે આવા શબ્દ પ્રયોગો થયા છે. આજે જોઈએ, લઈએ આ રીતે પ્રયુક્ત છે. મેં એમાં ભવિષ્યતકાલમાં સંધિની આશંકા કરીને લયિયે, જોયિયે આમ પરિવર્તન સાથે લખવા, લખાવવાનો પ્રયત્ન કર્યો છે.

બુદ્ધિપ્રકાશમાં સેવિકા અને સેવકી આ બે શબ્દો શુદ્ધ માનવામાં આવ્યા છે. સાચું શોધો તો, આ બન્ને પ્રયોગો અશુદ્ધ જ છે. સેવકા શબ્દ પાણિનિવ્યાકરણની દૃષ્ટિયે શુદ્ધ છે.

ઈ. સન ૧૯૦૯માં કવિતા જે રીતે લખાતી હતી, તેમાં કોઈ પરિવર્તન થયું નથી. આનો અર્થ આમ માની લેવો કે ૧૯૦૯માં કવિતા શુદ્ધ લખાતી હતી, તેજ શુદ્ધ પદ્ધતિ આજે પણ ચાલુ છે, ખોટું છે. આમ માનવુ વધારે સાચુ છે કે ત્યારે પણ અશુદ્ધ કવિતા લખાતી હતી અને આદર પામતી હતી, આજે પણ અશુદ્ધ કવિતા લખાય છે અને આદર પામે છે. શુદ્ધ અને શુદ્ધતાની કસોટી જો આદર જ હોય તો કોઈને પણ કશુ કહેવા માટે અવસર રહેતો નથી પણ કસૌટી જ ખોટી છે. ખોટી કસૌટી ઉપર ખોટુ સોનુ સાચુ સિદ્ધ થાય, તે વસ્તુતઃ સાચુ નથી એક દિવસ આવો આવશે જ, જ્યારે તે સાચું મનાયેલું સોનું ખોટુ સિદ્ધ થશે.

"જૂદા પ્રેમી જન હૃદય એ વિસથી ભિન્ન ભાસે," અહીં જૂદા શા માટે? અજ્ઞાન અને અધ્યાપકતાને લીધે બુદ્ધિ આગળ ચાલી નહિ અને જૂદા લખાયી ગયો, શુદ્ધ શબ્દ છે જુદા.

૧. ન્યારી ચેષ્ટા પ્રણયતણીએ મર્ત્યજંતૂ ન જાણે
૨. અસ્તાબ્ધીમાં દિનકર જતા,
૩. શકતી ચક્ષુ શ્રવણ તણીના,
૪. દિવ્ય વૃષ્ટિ કરે છે,
૫. દ્દષ્ટી એની અમુક હૃદયી .... ,
૬. ઉકતી તારી અક્કલ ગણીને કે કુતર્કો કરે છે.
૭. આ શું પામ્યો પ્રિય મરણને
૮. જૂદી રીતી નિરખિ જગની એ અતી ઉછળે છે,
૯. સાચું માનો........
૧૦. શ્રદ્ધાથી શુભહેતુ વાળી કૃતિઓ,
૧૧. ઓ સાચું નકી,
૧૨. અંધારે મુજ નેત્ર શું પથ ભૂલ્યાં.....
૧૩. તેથી જ અશ્રૂ ઝરે.

જે શબ્દો કે અક્ષરો કાઢ્યાં છે, તે બધા અશુદ્ધ છે, તેને કોયી પ્રમાણિક સાક્ષર કયી રીતે શુદ્ધ બતાવી શકે છે ?

બુદ્ધિપ્રકાશમાં થોડા શબ્દોનો જાતિવિચાર કરવામાં આવ્યો છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| નરજાતિ | નારીજાતિ |
| કમલ | કમલા, કમલી |
| કવિ | કવિયાણી |
| ચંદ્ર | ચંદા, ચંદ્રા, ચંદ્રી |
| ઠાકોર | ઠકરાણું, ઠકરાણાં |
| રાજવી | રાજવણ |
| સેવક | સેવકી, સેવિકા |

ગુજરાતી ભાષામાં જો **કમલ** શબ્દની નારીજાતિનું અન્વેષણ ન કરાય તો કોયી ક્ષતિ હોતી નથી. જો અન્વેષણ કરવાની આવશ્યકતા જણાતી હોય તો **કમલિની** શબ્દ ઉપસ્થિત જ છે. પણ જોડણી-કોષમાં **કમલી** શબ્દ આલેખિત છે, માટે કશું કહેવાનું ન જ હોય. કવિ શબ્દની જો નારી જાતિ બનાવવી હોય તો **કવિકા** શબ્દ પણ અને **કવિ** શબ્દ પણ ઉચિત જ છે, **કવિયાણી**ની કલ્પના ગ્રામ્ય છે.

શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદિયે તેજ પત્રિકામાં લખ્યું છે :

**પ્રશ્નોદ્ધારા, પ્રવાહોરૂપ** વગેરે સમસ્તપદો પણ આપણા વાંચવામાં આવે છે તે ચ્યુતસંસ્કૃતિ દોષયુક્ત છે. **પ્રશ્નદ્વારા મનોભાવ પ્રાણિવર્ગ** આમ શુદ્ધ છે. આ વિચાર સાથે મારી અનુકૂળતા છે અને મેં આવો જ વિચાર ક્યાંય આજ પુસ્તકમાં દર્શાવ્યો છે.

બુદ્ધિપ્રકાશમાં પાશ્ચિમાત્ય, જાત્યાભિમાન, **નિરાંભિમાન, પુનરોદ્ધાર, પુનરાવલોકન, અનોપમ, પ્રમાણિક, વ્યવહારિક, પ્રશ્નો દ્વારા, ઇન્દ્રિયો દ્વારા, પ્રવાહોરૂપ** આવા શબ્દોને અશુદ્ધ ગાન્યા છે. આશ્ચર્ય તો આ છે કે જે અશુદ્ધિયોને દૂર કરવા આજથી

૬૦ વર્ષ પૂર્વે પ્રયત્ન કરવામાં આવ્યો હતો તે અશુદ્ધિયો આજેપણ જ્યાં ત્યાં લેખકોની કલમનો આસ્વાદ–વિષયરૂપે જોવામાં આવે છે, અને ગ્લાનિ થાય છે.

શ્રીમત્ સપ્તમ એડવર્ડ મુલકમાં સૂર્યાસ્ત થાતો નથી,
ઈંગ્લિશ વાણી વધા વિના નિમિષ તો નિઃશંક જાતો નથી,
એવા પ્રૌઢ પ્રતાપી નૃપતણું દીર્ઘાયુ કરથી કરી,
ટાળો સંકટ રાજના વિરજ કહે મારી હટાવો અરી ॥૧॥

ન્યાયી ઈંગ્લિશરાજની દયા દિલ વિશે પ્રીતી પ્રજાપર ઘણી
રાજી રૈયત રાખવા હરઘડી મનમા ઘણી લાગણી,
વિદ્યોત્સવ શુભ આજ રાજ તપજો હમપર સદા એ સહું,
કીર્તી સંતતિ સંપતિ સુવધવા આશિષ હરદમ દઉં ॥૨॥

આ કવિતા કયા અવસરે લખાયી છે, તે તો વાચતાંની સાથે જ જણાયી આવે છે. પણ આ આઠ પંક્તિયો હૃદયને ટાઢ બનાવી દે, આવી છે. આવી અશુદ્ધસ્વરૂપ કવિતા તે સમયે પણ લખાતી હતી, અને આજે પણ કવિયો આવી જ હૃદયવિદારિણી અશુદ્ધ કવિતા લખીને મહાકવિની મહોપાધિ પ્રાપ્ત કરી રહ્યા છે. આ અશુદ્ધિમહારાણીની મહતી કૃપાનું ફલ છે. અશુદ્ધિનું સામ્રાજ્ય નિઃશેષ ભાંગી જાય, આવી મારી પ્રભુપાસે પ્રાર્થના છે. તેથી જ ગુજરાતની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થશે અને આવા કવિયોની કવિતા દિગંત-ગામિની થશે.

મદ નહિ જરીયે અધિકાર તણો,
,, ,, ,, ભર જોબનનો,
ત્યમ સજ્જનની સુવિદ્યા મતિમાં,
ઉપકાર બુદ્ધિ રહી છાઈ સદા,
નહિ ભેદ બુદ્ધિ સમદૃષ્ટિ સદા,
ને મૃત્યુ અડકી શક્યું ન તુજને એ ના અજાણ્યું રહ્યું.

આ પણ કાવ્યનો એક નમૂનો છે અને આજે પણ આવા નમૂનાવો ઉપલબ્ધ છે.

—:૦:—

# અથ ગુર્જર–શબ્દાનુશાસન

## પૂર્વાર્દ્ધ

### મંગલાચરણ

ગાન। સરસ્વતી દેવી, આ નિર્વ્યાજ ઉપાસક,
તમારા પુણ્ય–પાદોમાં ઊભો છે નતમસ્તક ॥૧॥
કરો કૃપા; કરાલંબ આપો, આને મહેશ્વરી,
સાહાય્ય, દીનહીનાત્મા ક્યાં જાયે ત્વદુપેક્ષિત ॥૨॥
તૂં જ છે શરણ પ્રૌઢ તૂં જ કારુણ્ય–અબ્ધિ છે,
મૂકીને સુખદચ્છાયા જાઉં ક્યાં કલ્પવૃક્ષની ॥૩॥
જેવો છું અંબ તારો છું ઊછર્યો છાંયડે તારા,
તાપોને ઝીલવા માટે નથી શક્તિ નથી રતિ ॥૪॥
દ્વારે તેથી પડ્યો તારા દેવી કર યથેચ્છ તું,
અનુશિષ્ય સદા હૂં છૂં શાસિકા તૂં અનાદિ છે. ॥૫॥

एतं व्याकरणग्रन्थं भव्यानां हि सुखावहम् ।
श्रीमतां विदुषां भव्ये कञ्जहस्तेर्पयाम्यहम् ॥१॥
कण्टकाकीर्ण एषोस्ति मार्गो व्याकरणाभिधः ।
तत्रैव प्रयतो मेस्तु विद्वद्धस्तावलम्बनम् ॥२॥
ययाहं प्रेरितोरण्ये पादसंचारमादधे ।
व्याकरणेतिविख्याते सा श्रद्धा पातु मामिह ॥३॥
धनलिप्सा न वा ख्यातिलिप्सा स्पृशति मां कचित् ।
गुर्जरशब्दशास्त्रस्य श्रीवृद्धिर्हि प्रयोजनम् ॥४॥

—:०:—

## અથ વર્ણ-માલા

વર્ણ એટલે અક્ષર.

અક્ષરના બે પ્રકારો છે : **સ્વર અને વ્યંજન.**

**સ્વર**–જેના ઉચ્ચારણ કરવા માટે બીજા કોઈ વર્ણની આવશ્યકતા ન પડે તે **સ્વર** કહેવાય છે.

સ્વરો આ છે

**અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ**

સ્વરો જ્યારે સ્વતંત્ર અલગ લખાય છે ત્યારે તેના આકાર આ રીતે જ રહે છે. પણ વ્યંજનોનું સ્વરની સહાયતા વિના સ્પષ્ટ ઉચ્ચારણ થયી શકતું નથી. માટે વ્યંજનોની સહાયતા માટે સ્વરો પોતાના સ્વરૂપ એટલે આકારમાં પરિવર્તન કરે છે. તે પરિવર્તન આ રીતે થાય છે.

હ્રસ્વ અકારમાં કોઈ વિશિષ્ટ પરિવર્તન હોતું નથી. કેવલ વ્યંજન વર્ણોના નીચેના ભાગમાં વ્યંજન સૂચક ( ્ ) આવું ચિહ્ન હોય છે, તેને હટાવી દેવાથી તેમાં સહાયક અકાર સંયુક્ત છે, આમ માની લેવાય છે, તેથી તેના માટે કોઈ વિશેષ ચિહ્નનો નિર્દેશ નથી. અવશિષ્ટ સ્વરોનો પરિચય આ રીતે સમજવો :

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | એ | ઐ | ઓ | ઔ |
| ા | િ | ી | ુ | ૂ | ૃ | ે | ૈ | ો | ૌ |

ગુજરાતી ભાષામાં ૧૧ સ્વરોનો જ ઉપયોગ થાય છે.

વર્ણમાલામાં ં, ઁ, ઃ આ ત્રણ ચિહ્નો છે, પ્રથમ અને દ્વિતીય ચિહ્ન કોઈ પણ વ્યંજનના માથે લખાય છે, અને તેમનું નામ ક્રમથી અનુસ્વાર અને અનુનાસિક છે. ત્રીજું ચિહ્ન કોઈ પણ સ્વરના દક્ષિણ ભાગમાં અક્ષરોની સાથે લખાય છે, તેનું નામ વિસર્ગ છે. ં ઁ આ બે માટે વિશેષરૂપથી આગળ કહેવામાં આવશે.

**વ્યંજન**–સ્વરોની સહાયતા વિના જેનું સ્પષ્ટ ઉચ્ચારણ થાય નહિ તે વ્યંજન કહેવાય છે.

વ્યંજન આ છે

ક ખ ગ ઘ ઙ = કવર્ગ–કંઠ સ્થાન = **કંઠ્ય**
ચ છ જ ઝ ઞ = ચવર્ગ–તાલુ સ્થાન = **તાલવ્ય**
ટ ઠ ડ ઢ ણ = ટવર્ગ–મૂર્ધા સ્થાન = **મૂર્ધન્ય**
ત થ દ ધ ન = તવર્ગ–દંત સ્થાન = **દન્ત્ય**
પ ફ બ ભ મ = પવર્ગ–ઓષ્ઠ સ્થાન = **ઓષ્ઠ્ય**
આ પાંચ વર્ગ કહેવાય છે.

**ય ર લ વ** આ ચાર અક્ષરો **અંતસ્થા** કહેવાય છે. આમાંથી **ય** કંઠ્ય છે. **ર** મૂર્ધન્ય છે. **લ** દંત્ય છે. **વ** દંત્ય અને ઓષ્ઠ્ય બન્ને છે;

**શ ષ સ હ**–આ ચાર અક્ષરો ઊષ્મા કહેવાય છે.

**શ** તાલવ્ય છે. **ષ** મૂર્ધન્ય છે. **સ** દંત્ય છે. **હ** કંઠ્ય છે.

તાલુમાં જે બોલાય તે **તાલવ્ય** કહેવાય છે. મૂર્ધામાં જે બોલાય તે **મૂર્ધન્ય** કહેવાય છે. દાંતોમાં જે બોલાય તે **દંત્ય** કહેવાય છે. કંઠમાં જે બોલાય તે **કંઠ્ય** કહેવાય છે.

**ળ**

ગુજરાતી અક્ષરોમાં એક આ અતિથિસ્વરૂપ અક્ષર ળ પણ ન જાણે ક્યારથી આવીને રહેલો છે. આનું કોઈ નિયત સ્થાન નથી. સંસ્કૃત ભાષામાં આ અક્ષર નથી. વૈદિક ભાષામાં આ અક્ષર અસ્તિત્વ ધરાવે છે પણ તે કેવલ ડ ના સ્થાને જ લખાય છે.

**પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી**–આ ચાર પ્રકારની વાક્ હોય છે.

**પરા**–વાક્‌ના મૂલાધારમાંથી ઉદય પામેલી વાક્ **પરા** કહેવાય છે.

**પશ્યંતી**–તેજ જ્યારે હૃદયની ઓર આવે છે અને હૃદય સુધી આવે છે ત્યારે **પશ્યંતી** કહેવાય છે.

**મધ્યમા**– તેજ જ્યારે બુદ્ધિમાં આવી જાય છે અને બોલવાની ઇચ્છા થાય છે ત્યારે **મધ્યમા** કહેવાય છે.

**વૈખરી**–તેજ જ્યારે મુખમાં આવીને તાલુ આદિ સ્થાનોથી બહાર નીકળે છે ત્યારે **વૈખરી** કહેવાય છે. આપણે બોલિયે છિયે તે **વૈખરી વાણી** કહેવાય છે.

આ રીતે અક્ષરોનો વિસ્તાર છે.

## ભાષા

ઉપર બતાવાયેલા વર્ણો ભેગા થઈને **પદ** બનાવે છે પદોનો સમૂહ **વાક્ય** બનાવે છે. આ વાક્ય જ ભાષા કહેવાય છે.

તે તે દેશના લોકો વ્યવહાર નભાવવા માટે જે વાક્ય બોલે છે તે જ **ભાષા** કહેવાય છે. આ ભાષાઓ ઘણી છે. જેમકે–

સંસ્કૃતા, શૌરસેની, મહારાષ્ટ્રી, માગધી, અર્ધ માગધી, પ્રાચ્યા, અવન્તિકા, દાક્ષિણાત્યા, શાકારી, બાહ્લીકા, દ્રાવિડી, આભીરી, ચાંડાલી, શાબરી, પૈશાચી, શૌરસેનિકા, પ્રાકૃતા ઇત્યાદિ. ×

---

× યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મિતાક્ષરા ટીકામાં ભાષાનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે:

अर्थवद्धर्मसंयुक्तं परिपूर्णमनाकुलम् ।
साध्यवद्वाचकादं प्रकृतार्थानुबन्धि च ॥
प्रसिद्धमविरुद्धं च निश्चितं साधने क्षमम् ।
संक्षिप्तं निखिलार्थं च देशकालाविरोधि च ॥
वर्षर्तुमासपक्षाहोवेलादेशप्रदेशवत् ।
स्थानावसथसाध्याख्याजात्याकारवयोयुतम् ॥
साध्यप्रमाणसंख्यावदात्मप्रत्यर्थिनामवत् ।
परात्मपूर्वजानेकराजनामभिरङ्कितम् ॥
क्षमालिङ्गात्मपीडावत्कथिताहर्तृदायकम् ।
यदावेदयते राज्ञे तद्भाषेत्यभिधीयते ॥ अ० २ श्लो० ६ ॥

વ્યાકરણ-શુદ્ધ શબ્દ અને અશુદ્ધ શબ્દનું જ્ઞાન જે વિદ્યાથી થાય તે વિદ્યાનું નામ વ્યાકરણ. અથવા શબ્દોનો શુદ્ધ પ્રયોગ કરવાની પદ્ધતિને જે વિદ્યા બતાવે તે વ્યાકરણ કહેવાય છે.

પૃથક્કરણ-શુદ્ધ અને અશુદ્ધ બન્ને શબ્દોનું જ્ઞાન આવશ્યક છે. પણ પ્રયોગ કરવા માટે અશુદ્ધ શબ્દનો નહીં, શુદ્ધ શબ્દનો જ ઉપયોગ થાય છે. આવા શબ્દોને **નામ** કહે છે. આના પાંચ પ્રકાર મુખ્ય છે :

**૧. સંજ્ઞાવાચક**-જેનાથી કોઈ વસ્તુની અથવા કોઈ વ્યક્તિની પ્રતીતિ થાય તે સંજ્ઞાવાચક શબ્દ કહેવાય છે. જેમકે-રામ, કૃષ્ણ મોહન, વાસુદેવ, સીતા, રાધા, લક્ષ્મી ઇત્યાદિ.

**૨. જાતિવાચક**-એકના જ્ઞાનથી તેના જેવી બીજી વસ્તુઓનુ પણ જ્ઞાન જેથી થાય તે જાતિવાચક શબ્દ કહેવાય છે. -જેમકે ગાય, ભેંસ, હાથી, ઘોડો, પોપટ, મોર, ચકલી આદિ.

**૩. દ્રવ્યવાચક**-ચવ, ઘઉં, ચોખા, ઘી, ગોળ, સોનું, રૂપું, સીસું, કલાઈ, તાંબૂં, પિત્તલ, લોઢું, કાંસુ, જસત, આ બધાં દ્રવ્યવાચક નામો છે.

**૪. ગુણવાચક**-જેનાથી કોઈ ગુણની પ્રતીતિ થાય તે ગુણ-વાચક શબ્દ કહેવાય છે. પૃથિવી, જલ, (બરફ) તેજ, (અગ્નિ) વાયુ, આકાશ, મન, આત્મા, કાલ, દિશા, આ બધાં દ્રવ્ય કહેવાય છે. આ બધાના આશ્રયે જે રહે તે ગુણ કહેવાય છે. લાલ, પીલો, લીલો, નીલો, કાલો આદિ પણ ગુણ કહેવાય છે કેમકે આ બધાં પૃથિવીના આશ્રયે રહે છે.

**૫. ભાવવાચક**-ગમન, આગમન, વાચન, પઠન, પાઠન, શ્રવણ, શ્રાવણ આદિ શબ્દો ભાવવાચક શબ્દો કહેવાય છે. જેનાથી ધાત્વર્થથી અતિરિક્ત કોઈ અર્થ જણાય નહિં તે **ભાવ** કહેવાય છે.

## લિંગ-જાતિ

શબ્દોથી અર્થની જે પ્રતીતિ થાય છે, તેના ઉપરથી શબ્દની જાતિ ઘણા ભાગે નિશ્ચિત કરવામાં આવી છે. તે **જાતિ ત્રણ પ્રકારની છે.**

**૧. નર જાતિ, ૨. નારી જાતિ, ૩. નાન્યતર જાતિ.**

જે શબ્દથી નર જાતિની પ્રતીતિ થાય છે તે શબ્દ નર જાતિના, જેનાથી નારી જાતિની પ્રતીતિ થાય તે નારી જાતિના અને જેનાથી સ્ત્રી અને પુરુષ કોઈની પ્રતીતિ નહિ થાય તે નાન્યતર જાતિના શબ્દો કહેવાય અને ગનાય છે. નાન્યતર એટલે બેમાંથી એકેય નહીં. અર્થાત્ પુરુષ પણ નહિ, સ્ત્રી પણ નહિ

આ જાતિનો વિચાર અને વ્યવહાર તે તે દેશનાં ભાષા અને વ્યવહાર પ્રમાણે થાય છે, માટે આ નિયમ લંબાવવો યોગ્ય નથી.

સંસ્કૃત અને હિન્દીમાં વૃક્ષ શબ્દ નર જાતિનો છે, જ્યારે ગુજરાતી ભાષામાં તે નાન્યતર જાતિનો છે.

કાલ શબ્દ સંસ્કૃત અને હિન્દીમાં નર જાતિનો છે, પણ ગુજરાતી ભાષામાં નારી જાતિનો છે. આવતી કાલ વપરાય છે, આવતો કાલ નહીં. માટે લિંગનિરૂપણ કઠિન કાર્ય છે. પોતાના દેશ, સભ્યતા, અને વ્યવહાર આદિને અનુસરીને જ લખવું કે બોલવું સારું છે. પુસ્તક શબ્દ સંસ્કૃતમાં નપુંસક છે. હિન્દીમાં સ્ત્રી લિંગ છે, ગુજરાતી ભાષામાં પણ નપુંસક લિંગ એટલે નાન્યતર જાતિમાં છે, વાયુ શબ્દને હિંદી વાળા હવે નારી જાતિમાં વ્યવહરે છે પણ ગુજરાતી ભાષામાં સંસ્કૃતની પેઠે જ તે નર જાતિમાં ગણાય છે.

વચનોનો પ્રયોગ કરાય છે. જેનાથી એક સંખ્યાનું જ્ઞાન હોય તે એકવચન, જેનાથી બેનું જ્ઞાન હોય તે દ્વિવચન અને જેનાથી ત્રણ કે તેથી વધારેનું જ્ઞાન હોય તે બહુવચન કહેવાય છે.

ગુજરાતી ભાષામાં દ્વિવચન નથી. એકથી વધારે જે કંઈ હોય તે બહુવચનમાં ગણાય છે. માટે ગુજરાતી ભાષામાં **એકવચન** અને **બહુવચન** આમ બે જ વચન છે.

ગુજરાતી ભાષામાં કેટલાક શબ્દો આવા પણ છે જેઓ સર્વદા બહુવચનમાં જ વપરાય છે. તેનો એકવચનમાં પ્રયોગ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અશુદ્ધ ગનાય છે. આવા શબ્દોની આગળ ચાલીને હું એ સૂચી આપીશ, ત્યાંથી તેમનું જ્ઞાન થશે.

## સંધિ

બે શબ્દો મળીને જ્યારે અમુક ફેરફાર સાથે એક શબ્દ બને છે ત્યારે તેને સંધિ કહે છે. સંધિ એટલે મેળ (મેલ). સંધિમાટે સંસ્કૃત શબ્દોમાં જ અવકાશ છે. ગુજરાતી ભાષામાં સંધિમાટે અવકાશ જ નથી. સંસ્કૃત ભાષાના શબ્દો જ્યારે અહીં વપરાય છે, ત્યારે સંધિની ચિંતા થાય છે. જેમકે **રામાવતાર** અને **ધર્માન્ધ.** આ બન્ને શબ્દો સંસ્કૃતના છે. તેથી અહીં સંધિ થયેલ છે. **રામ+અવતાર** આ બે શબ્દો ભેગા થઈને **રામાવતાર** બનાવે છે, તેમજ **ધર્મ + અન્ધ** આ બે શબ્દો ભેગા મળીને **ધર્માન્ધ** બનાવે છે. તેમજ **મહોદધિ મહૌજા** આદિ શબ્દો **મહા + ઓજ** આવા બે શબ્દોના સહયોગથી બને છે. ગુજરાતી ભાષાના શબ્દો સંધિશૂન્ય છે તેથી આ ગુજરાતી વ્યાકરણમાં તે પ્રકરણનો ઉલ્લેખ અસ્થાને છે. તો પણ આગળ ચાલીને હું આનો ઉલ્લેખ કરવાનો છું.

## વિભક્તિ વિચાર

તે રામનો પુત્ર છે. તેઓ વિશ્વામિત્રના શિષ્યો છે, આ આના

માતુશ્રી છે, ગાય ગોશાલામાં છે, કૂપમાં જલ છે, અહીં **નો, ના;** માં ઇત્યાદિ પ્રત્યયો છે અને નામને અંતે લાગે છે.

પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આ સાત વિભક્તિ કહેવાય છે. આ વિભક્તિઓ માટે ભિન્ન ભિન્ન પ્રત્યયો છે. આ પ્રત્યયો લાગે છે ત્યારે જ શબ્દ અને વિભક્તિ મળીને એક પૂરો અર્થ બતાવે છે. વિભક્તિઓનો અર્થ આ પ્રમાણે છેઃ

એકવચન

| | |
|---|---|
| પ્રથમા–પહેલી | ( વિભક્તિ. ) |
| દ્વિતીયા–બીજી | ,, ને |
| તૃતીયા–ત્રીજી | ,, થી, વડે, |
| ચતુર્થી–ચોથી | ,, માટે, ને |
| પંચમી–પાંચમી | ,, થી, થકી |
| ષષ્ઠી–છઠ્ઠી | ,, ના, ની, નું, નાં, નો |
| સપ્તમી–સાતમી | ,, માં પર, ઉપર |

## વિભક્તિઓની યોજના

| એકવચન | બહુવચન |
|---|---|
| બાલક | બાલકો |
| બાલકને | બાલકોને |
| બાલકથી, વડે | બાલકોથી, વડે |
| બાલકને, માટે | બાલકોને, માટે |
| બાલકથી, થકી | બાલકોથી, થકી |
| બાલકના, ની, નું, નાં, નો | બાલકોના, ની, નું, નાં, નો. |
| બાલકમાં, પર, ઉપર | બાલકોમાં, પર, ઉપર |

**સૂચના**—પહેલી વિભક્તિમાં કોઈ ચિહ્ન નથી.

આ ૬ વિભક્તિઓ છે.

: એક સંબોધન વિભક્તિ પણ હોય છે. તેને પણ કોઈ ચિહ્ન લાગતું નથી. પહેલી વિભક્તિમાં શબ્દોમાં જે રીતે રૂપો બને છે; તેવાં જ રૂપો સંબોધનમાં પણ બને છે. એટલે–

સંબોધનમાં–હે બાલક, હે બાલકો, આમ રૂપો બને છે.

શબ્દો અનેક પ્રકારના હોય છે. જેના અંતે હ્રસ્વ અ હોય તે અકારાંત કહેવાય છે. જેના અંતે આ હોય તે આકારાંત કહેવાય છે. જેના અંતે ઇ હોય તે ઇકારાંત કહેવાય છે. જેના અંતે ઈ હોય તે ઈકારાંત કહેવાય છે. જેના અંતે ઉ હોય તે ઉકારાંત કહેવાય છે. જેના અંતે ઊ હોય તે ઊકારાંત કહેવાય છે. જેના અંતે ઋ હોય તે ઋકારાંત કહેવાય છે. આવી રીતે અંતે એ હોય તો એકારાંત, ઐ હોય તો ઐકારાંત ઓ હોય તો ઓકારાંત અને ઔ હોય તો ઔકારાંત કહેવાય છે. પણ ગુજરાતી ભાષામાં ઘણાભાગે અકારાંત, આકારાંત, ઇકારાંત, ઈકારાંત, ઉકારાંત અને ઊકારાંત જ શબ્દો–પ્રાતિપદિક હોય છે.

દરેક જાતના નર જાતિ અને નારી જાતિના શબ્દોનાં રૂપો નીચે લખાય છે.

નાન્યતર જાતિના શબ્દોનાં રૂપો પણ ઘણું ભાગે નરજાતિ રૂપો જેવાં જ હોય છે.

અકારાંત બાલક શબ્દનાં રૂપો ઉપર લખાયેલાં છે. હવે આકારાંત પુંલિંગ શબ્દના રૂપો જુવો.

| | | |
|---|---|---|
| પહેલી વિભક્તિ | પિતા | પિતાવો |
| બીજી ,, | પિતાને | પિતાવોને |
| ત્રીજી ,, | પિતાથી, વડે | પિતાવોથી, વડે |
| ચોથી ,, | પિતાને, માટે | પિતાવોને, માટે |
| પાંચમી ,, | પિતાથી, થકી | પિતાવોથી, થકી |
| છઠ્ઠી ,, | પિતાના, ની, નું, નાં, નો | પિતાવોના, ની, નું, નાં, |
| સાતમી ,, | પિતામાં, પર, ઉપર | પિતાવોમાં, પર, ઉ |

આવી રીતે, દાતા, નેતા, માતા, શ્રોતા, ગ્રહીતા, આદિ શબ્દોનાં પણ રૂપો જાણવાં.

આ પિતા, દાતા, નેતા, આદિ શબ્દો સંસ્કૃતમા ઋકારાંત છે, પણ ગુજરાતી ભાષામા આકારાંત મનાય છે, પણ વસ્તુતઃ તેઓ આકારાંત તો નથી જ.

પણ ગુજરાતી ભાષામાં જે શબ્દો ઓકારાંત મનાય છે તેના રૂપો પણ પ્રથમા એકવચનથી અતિરિક્ત સર્વત્ર પિતાની પેઠે જ ચાલે છે.

જેમકે ઘોડો શબ્દ.

આ શબ્દના પ્રથમાના એકવચનમા જ **ઓકારાંત** રૂપ રહે છે. અવશિષ્ટ વિભક્તિયોમા આકારાંત શબ્દ બની જાય છે. જેમકે—

| એકવચન | બહુવચન |
|---|---|
| ઘોડો | ઘોડાઓ |
| ઘોડાને | ઘોડાઓને |
| ઘોડાથી, વડે | ઘોડાઓથી, વડે |
| ઘોડાને, માટે | ઘોડાઓને, માટે |
| ઘોડાથી, થકી | ઘોડાઓથી, થકી |
| ઘોડાના, ની, નું, નાં, નો | ઘોડાઓના, ની, નું, નાં, નો |
| ઘોડામાં, પર, ઉપર | ઘોડાઓમા, પર, ઉપર |

જોડો, ઘેડો ખોડો, ઓઢો, આડો, ડામો ઇત્યાદિ અનેક શબ્દોના રૂપો પણ આવી રીતે સમજવાં. ગુજરાતી ભાષામાં હિંદીના આકારાંત પુલિંગ શબ્દોને **ઓકારાંત** બનાવવાની રૂઢિ છે

જનનીવાચક **માતૃ** શબ્દનો રૂપ પણ પિતા શબ્દની પેઠે જ બને છે.

ઇકારાંત પુલિંગ **પતિ** શબ્દ.

| | |
|---|---|
| પતિ | પતિયો |

| | |
|---|---|
| પતિને | પતિયોને |
| પતિથી, વડે | પતિયોથી, વડે |
| પતિને, માટે | પતિયોને, માટે |
| પતિથી, થકી | પતિયોથી, થકી |
| પતિના, ની, નું નાં, નો | પતિયોના, ની, નું, નાં, નો |
| પતિમાં, પર, ઉપર | પતિયોમાં, પર, ઉપર |

ઈકારાંત **હાથી** શબ્દ. (પુંલિંગ)

હાથી — હાથિયો

હાથીને — હાથિયોને, ઇત્યાદિ રૂપો પતિ-શબ્દની પેઠે જ બને છે.

આવી રીતે–કાઠી, લાડી, હઠી, આદિ શબ્દોનાં રૂપો પણ જાણવાં.

ઉકારાંત પુંલિંગ ભાનુ શબ્દ

ઉપર લખેલ **પતિ** શબ્દ ઇકારાંત છે, હાથી ઈકારાંત છે; તેથી બહુવચનમાં બધી વિભક્તિયોમાં ઇ અને ઈની આગળ ય ઉમેરવામાં આવે છે. અને દીર્ઘ ઈકારાંત શબ્દોના દીર્ઘ ઈને હ્રસ્વ કરીને જ બહુવચન પ્રત્યયો લગાડવામાં આવે છે. હાથિઓ આમ લખવાની પદ્ધતિ ઉત્તમ નથી. પણ આમ લખવાની પદ્ધતિને અશુદ્ધ કહેવા માટે મારી પાસે કોઈ સાધન નથી.

પણ બહુવચનમાં દીર્ઘ ઈ ને હ્રસ્વઇકાર અવશ્ય કરવો જોયિયે. કેમકે ત્યાં દીર્ઘ ઈકાર બોલાતો નથી. જેમ બોલાય તેમજ શબ્દ લખાય. આ આર્ય પ્રકૃતિ છે.

હાથી શબ્દની પેઠે **ધોબી, ઢોલી** આદિ શબ્દો સમજવા.

ઉકારાંત પુંલિંગ સાધુ શબ્દનાં રૂપો.

| | |
|---|---|
| સાધુ | સાધુવો |
| સાધુને | સાધુવોને |

| | |
|---|---|
| સાધુથી, વડે | સાધુવોથી, વડે |
| સાધુને, માટે | સાધુવોને, માટે |
| સાધુથી, થકી | સાધુવોથી, થકી |
| સાધુના, ની, નું, નાં, નો | સાધુવોનાં, ની, નું, નાં, નો |
| સાધુમાં, પર, ઉપર | સાધુવોમાં, પર, ઉપર |

આવી રીતે, બંધુ, સિન્ધુ, કનુ, ભાનુ આદિ શબ્દોના રૂપો સમજવાં.

દીર્ઘ ઊકારાંત ગાઊ શબ્દ. (નારી જાતિ)

ગાઊ શબ્દના રૂપો એકવચનમાં તો દીર્ઘઊકારની આગળ જ વિભક્તિ લગાડીને બનાવાય છે. પણ બહુવચનમાં ઊ ને હ્રસ્વ કરીને સાધુ શબ્દની પેઠે રૂપો બનાવવાં.

આવી રીતે દાઊ, ભાઊ, બાપૂ, ટાપૂ, આદિ શબ્દોનાં રૂપો સમજવાં.

ઋકારાંત પિતૃ શબ્દ

ગુજરાતી ભાષામાં જોડણીકોષ પ્રમાણે પિતૃ શબ્દ બહુવચન છે. તેનું એક વચન હોતું નથી, તેથી આનાં રૂપો બહુવચનમાં જ આવશે. જેમકે—

પિતૃઓ
પિતૃઓને
પિતૃઓ વડે
પિતૃઓ માટે
પિતૃઓથી
પિતૃઓ ના, ની, નું, નો, નાં
પિતૃઓ માં, પર, ઉપર

—ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોષમાં પિતૃઓ આમ લખેલ છે,

તેથી મેં પણ આમ જ લખ્યું છે. વસ્તુતઃ ઉચ્ચારણ પ્રમાણે **પિતૃયો** લખવો જોઈએ. આ **પિતૃ** શબ્દનો આકાર સંસ્કૃત શબ્દ જેવો છે, પણ વસ્તુતઃ આ ગુજરાતી શબ્દ છે. માટે આવું રૂપ બન્યું છે. દાતૃનો દાતૃયો અને નેતૃનો નેતૃયો બનતાં નથી.

એકારાંત, ઐકારાંત, ઔકારાંત શબ્દ ગુજરાતી ભાષામાં મને ઉપલબ્ધ થયા નથી. તેથી તેનાં રૂપો અહીં લખ્યાં નથી.

અહીં સુધી નરજાતિના શબ્દોનાં રૂપો લખાયાં, હવે નારી જાતિના શબ્દોનાં રૂપો લખાય છે.

### અકારાંત સ્ત્રીલિંગ ગાય શબ્દ

**ગાય** શબ્દનાં રૂપો **બાલક** શબ્દની પેઠે સમજવાં.

### આકારાંત સ્ત્રીલિંગ બાલા શબ્દ.

**બાલા** શબ્દનાં રૂપો પુલિંગ–**દાતા** શબ્દની પેઠે જ સમજવાં.

### ઇકારાંત સ્ત્રીલિંગ મતિ શબ્દ

**મતિ** શબ્દનાં રૂપો નરજાતિના **પતિ** શબ્દનાં રૂપો જેવાં જ સમજવાં.

### ઈકારાંત સ્ત્રીલિંગ નદી શબ્દ

| | |
|---|---|
| નદી | નદિયો |
| નદીને | નદિયોને |
| નદીથી, વડે | નદિયોથી, વડે |
| નદીને, માટે | નદિયોને, માટે |
| નદીથી, થકી | નદિયોથી, થકી |
| નદીના, ની, નું, નાં, નો | નદિયોના, ની, નું, નાં, નો |
| નદીમાં, પર, ઉપર | નદિયોમાં, પર, ઉપર |

હાથી શબ્દની પેઠે આનાં અને આના જેવા ચોપડી, ઝૂંપડી, ખોપડી આદિ શબ્દોનાં રૂપો સમજવાં.

### ઉકારાંત સ્ત્રીલિંગ બાનુ શબ્દ

બાનુ શબ્દનાં રૂપો નરજાતિના ભાનુ કે સાધુ શબ્દનાં રૂપોની પેઠે જ બને છે.

### ઊકારાંત સ્ત્રીલિંગ બાનૂ શબ્દ

બાનૂ શબ્દ હ્રસ્વ ઉકારાંત અને દીર્ઘ ઊકારાંત પણ છે. તેથી એકવચનમા તો કોઈ વિભક્તિમાં અંતર નથી. અને બહુવચનમાં નરજાતિના **ભાનુ** કે સાધુની પેઠે રૂપો બનશે. બહુવચનમાં **નૂ નુ નુ** થયી જશે.

ઋકારાંત સ્ત્રીલિંગ શબ્દ ગુજરાતીમાં નથી, તેમજ એકારાંત, ઐકારાંત, ઓકારાંત, ઔકારાંત શબ્દો પણ નથી. ગો શબ્દ ઓકારાંત અને **નૌ** શબ્દ ઔકારાંત તો છે પણ તેઓ ગુજરાતી શબ્દ નથી.

### નાન્યતર જાતિ

ગુજરાતી ભાષામાં નાન્યતર જાતિના શબ્દો ઘણાંય છે, પણ તેમનાં રૂપોમાં નરજાતિના શબ્દોનાં રૂપોથી કોઈ અંતર પડતું નથી.

એક વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે કે ગુજરાતી ભાષામાં **અકારાંત** શબ્દો જ નાન્યતર જાતિમાં ગણાય છે. અવશિષ્ટ બધા શબ્દો કે તો નરજાતિમાં હોય છે કે તો નારીજાતિમાં.

જે શબ્દો ત્રણે જાતિમાં કે બે જાતિમાં વપરાય છે તેમનાં ત્રણે કે બન્ને જાતિનાં રૂપો ઉપર પ્રમાણે સમજી લેવાં.

### સર્વનામ

કોઈ વસ્તુને ઓળખવા માટે અને ઓળખીને તેનો વ્યવહાર કરવા માટે જે સંજ્ઞા અથવા નામ અપાય છે, તે **નામ** કહેવાય છે. જેમ કે ઘર, વર, મનુષ્ય, પશુ, રામ, ભરત, સીતા, દમયંતી, પદ્મિની ઇત્યાદિ.

અને પ્રત્યેક નામને બદલે જેનો પ્રયોગ થાય તેને **સર્વનામ**

કહે છે. સર્વનામ એટલે સૌનું નામ, પશુ, પક્ષી, મનુષ્ય, સ્ત્રી, પુરુષ, દેવ, રાક્ષસ, શત્રુ, મિત્ર સૌને માટે જે શબ્દ વપરાય તે **સર્વનામ** કહેવાય છે.

તે સર્વનામ આ છે :

**હું, તું, જે, તે, આ, પેલો, સૌ, કોણ** આ આઠ સર્વનામ છે. સંસ્કૃત ભાષામાં સર્વનામો વધારે છે પણ તે ગુજરાતી ભાષા માટે અનાવશ્યક છે. આ શબ્દોનાં રૂપો નામના રૂપો કરતાં થોડું વિલક્ષણ છે, તેથી બધાના રૂપો દરેક વિભક્તિ અને વચનમાં ક્રમથી અહીં લખાય છે.

| હું | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું | અમે |
| ૨ | મને | અમને |
| ૩ | મારાથી, વડે | અમારાથી, વડે |
| ૪ | મારામાટે, મને | અમારામાટે, અમને |
| ૫ | મારાથી, થકી | અમારાથી, થકી |
| ૬ | મારી, મારું, મારો, મારા, મારાં | અમારી, અમારું, અમારો, અમારા, અમારાં |
| ૭ | મારામા, પર, ઉપર | અમારામાં, પર, ઉપર |

| તું | એકવચન | બહુવચન |
|---|---|---|
| | તું | તમે |
| | તને | તમને |
| | તારાથી, વડે | તમારાથી, વડે |
| | તારામાટે, તને | તમારામાટે, તમને |
| | તારાથી, થકી | તમારાથી, થકી |
| | તારા, તારી, તારું, તારૂં | તમારા, તમારી, તમારું, રૂં |
| | તારામાં, પર, ઉપર. | તમારામા, પર, ઉપર |

| | | |
|---|---|---|
| જે | જે | જેવે |
| | જેને | જેમને |
| | જેણે | જેમણે |
| | જેનામાટે, જેને | જેમનામાટે, જેમને |
| | જેનાથી, થકી | જેમનાથી, થકી |
| | જેના, ની, નું, નો, ના | જેમના, ની, નું, નો, નાં |
| | જેનામાં, પર, ઉપર | જેમનામાં, પર, ઉપર |
| તે | તે | તેઓ |
| | તેને | તેમને |
| | તેનાથી, વડે | તેમનાથી, વડે |
| | તેનામાટે, તેને | તેમના માટે, તેમને |
| | તેનાથી, થકી | તેમનાથી, થકી |
| | તેના, ની, નું, નો, ના | તેમના, ની, નું, નો, નાં |
| | તેનામાં, પર, ઉપર | તેમનામાં, પર, ઉપર |
| આ | આ | આ |
| | આને | એમને |
| | આનાથી, વડે | એમનાથી, વડે |
| | આનામાટે, આને | એમનામાટે, એમને |
| | આનાથી, થકી | એમનાથી, થકી |
| | આના, ની, નું, નો, નાં | એમના, ની, નું, નો, નાં |
| | {આમાં, પર<br>{આનામાં, આના પર | એમનામાં, પર |
| પેલો | નરજાતિ | |
| | પેલો | પેલા |
| | પેલાને | પેલાવોને |
| | પેલાથી, વડે | પેલાવોથી, વડે |
| | પેલાને, માટે | પેલાવોને, માટે |
| | પેલાથી, થકી | પેલાવોથી, થકી |
| | પેલાના, ની, નું, નો, નાં | પેલાવોના, ની, નું, નો, નાં |
| | પેલામાં, પર, ઉપર | પેલાવોમાં, પર, ઉપર |

આ શબ્દના ત્રણે જાતિયોમાં ત્રણ પ્રકારનાં રૂપો બને છે, જેમ કે—

નારીજાતિ

| | |
|---|---|
| પેલી | પેલિયો |
| પેલીને | પેલિયોને |
| પેલીથી | પેલિયોથી |
| પેલીને, માટે | પેલિયોને, માટે |
| પેલીથી, થકી | પેલિયોથી, થકી |
| પેલીના, ની, નુ', ને।, નાં | પેલિયોના, ની, નુ', ને।, નાં, |
| પેલીમાં, પર, ઉપર | પેલિયોમાં, પર, ઉપર |

નાન્યતર જાતિ

| | |
|---|---|
| પેલુ' | પેલાં ઇત્યાદિ |

સૌ સૌ
સૌને
સૌથી, વડે
સૌમાટે, ને
સૌથી, થકી
સૌનુ', ની, ને।, ના, નાં
સૌનાં, પર, ઉપર

આ શબ્દ બહુવચનમાં જ વપરાય છે.

કોણ કોણ — કોણ

| | |
|---|---|
| કોને | કેમને |
| કોનાવડે, થી | કેમના, વડેથી |
| કોનામાટે, કોને | કેમનામાટે, કેમને |
| કોનાથી, થકી | કેમનાથી, થકી |
| કોના, ની, નુ', ને।, નાં | કેમના, ની, નુ', ને।, નાં |
| કોનામાં, કોના પર, કોના ઉપર | કેમનામાં, પર, ઉપર |

આ શબ્દના બહુવચનમાં પ્રથમા વિભક્તિથી અતિરિક્ત વિભક્તિ-યોમાં-બહુવચન કેમ બની જાય છે.

## અવ્યય-પાઠ

જે શબ્દોનું કોઈ લિંગ ન હોય એટલે નરજાતિ, નારીજાતિ અને નાન્યતર જાતિ ન હોય, કોઈ પ્રકારનો વિકાર જેમાં કરી શકાય નહીં, અને ભાષાની સમૃદ્ધિ અને સુંદરતાનું કારણ હોય, તે અવ્યય કહેવાય છે.

અવ્યયોનો અર્થ ઘણાભાગે નિયત હોય છે, છતાં તે અનેકાર્થક પણ હોય છે.

નીચે અર્થસહિત અવ્યયપાક આપવામાં આવે છે. તે છાત્રો અને અધ્યાપકો બન્ને માટે અનુકૂળતા-જનક થશે.

### ગુજરાતી ભાષામાં વપરાતા અવ્યયો

અકસર-ઘણાભાગે, પ્રાયઃ
અકસ્માત્-અણધારી ઘટના, અકલ્પિત
અકારત-વ્યર્થ
અગાઊ-પૂર્વે
અગાડી-આગળ
આગળ પાછળ-
અગાત-અગાઊ
અચકમચક-ઓચિંતું
અચાનક-, એકાએક- } અકસ્માત્
અચૂક-અવશ્ય
અચ્છત-ખબર ન પડે તેમ
અછક-જોતજોતામાં

અજજ-, અદ્ય -, આજ -, આજે - } આજ
અટાણે-, અત્યારે- } હમણાં
અડખેપડખે-આજુબાજુ
અડાસે-પડખે, નજદીક
અડીજડીને-ખંતથી
અડૂકદડૂક-ઘડીમાં અહીં ને ઘડીમાં ત્યાં
અડકટે-સરભર,
અડુડાટ-દોડતું, કૂદતું
અડેડાટ- ,, ,,
[illegible]

અડયું પડયું–ભાગ્યેજ, જવલ્લે
અનુદિન–રોજરોજ
અનએવ–માટે જ
અત:–માટે, આ કારણથી
અતીવ–બહુ, વધારે
અત્ર–અહીં
અત્રે– ,,
અથ–આરંભ
અથકિમ્–હા, એમજ
અથચ–અને, વળી
અથવા–વા
અદ્દવારકું–અગવડી
અદ્યાપિ–આજે પણ
અધધધ–આશ્ચર્યનો ઊદ્‌ગાર
અધર–હવામાં લટકે એમ,
અધરવટ–અંતરિયાળ
અધ:–નીચે
અનુદિન–રોજરોજ
અનેકશ:–ઘણીવાર
એકશ:–એકવાર
હુમણાંજ–તત્કાળ
ઓ – } સંબોધન માટે
અલ્યા– }
અન્યથા–બીજી રીતે
અરે–આશ્ચર્યનો ઊદ્‌ગાર
અરસપરસ–માંહોમાંહી, પરસ્પર
અપ્પપટ્ટમ–આડુંઅવળું, ખરું, ખોટું
અલમ્–બસ
આમ–આ રીતે
આબાજુ–આ તરફ
અસંપસં–(?)
અલમ્–પૂર્ણ અથવા નિષેધ
અવશ્ય–ખચીત
અલવે–લહરથી
અલંગ– } દૂર, અલગ
અલગ– }
અલાવા–તે સિવાય
અલૂકેફેરે–આ ફેરે
અલેખેલ– ,,
અલોલીલો – } હાલરડું ગાતાં બોલાતો શબ્દ
અળોળીળો– }
અળુળુળુ – }
અલ્લકદલ્લક–અદ્ધરપદ્ધર, છોકરાંની એક રમત.
અવસ્થા–વૃથા
અવરેખ–ખચીત
અવશ્યમેવ–ખચીત જ
અસ્કર–અંતમાં, આખરે (?)
અસૂર– } મોડું
અસૂરૂં– }
અસેમસે–કોઈ પણ બહાને
અહહ – } આશ્ચર્ય અને ખેદ વાચક
અહાહા– }
અહીં – }
અહિંયા– } આ સ્થળે
અહીંકણે– }

**અધુના**–હમણાં
**અહો**–આશ્ચર્ય, સંબોધન
**અહર્નિશ**–દિનરાત, રાતદિન
**અંતર્**–અંદરનું
**અંતરિયાળ**–અધવચ
**અંદર**–માં, મહીં
**અંહ**–કરડાકી, ક્રોધ કે ખુમારીનો ઉદ્‌ગાર
**આગમચ**– } આગળથી
**આગમજ**– }
**આગળ**–અગાઉ, પૂર્વે, પાસે, કને, સામે, જાહેરમાં, ભવિષ્યમાં
**આજે**–
**આજકાળ**–આજે અથવા કાલે
**આઠેજામ**–આઠે પહોર, આખો દહાડો, સર્વદા
**આડપાસું**– } એક બાજુએ, એક
**આડપાસે**– } તરફ
**આડુંઅવળું**–આમતેમ
**આડેધડ**– } ધડો રાખ્યા વિના,
**આડેધડે**– } જેમ ફાવે તેમ,
**આ પા**–આ બાજુ
**આફરડું**–આફણીએ, પોતાની મેળે, એકાએક
**આફડું**– } આફણીએ
**આફરું**– }
**આફણી**–એકાએક
**આબેહૂબ**–હુબહુ
**આમ**–આ પ્રમાણે
**આમતેમ**–ગમે તેમ
**આયન્દે**–હવે પછી, અતઃપર,
**આસપાસ**– } નજીકમાં,
**આસમાસ**– }
આજુબાજુ
**આંહી**–નકાર સૂચક ઉદ્‌ગાર
**આં**–હા
**ઇતસ્તતઃ**–આમતેમ
**ઇતઃ**–અહીંથી
**ઇતિ**–આ પ્રમાણે, સમાપ્તિસૂચક
**ઇવ**–પેઠે
**ઇફે**–આ તરફ, અહીં
**ઉત**–અથવા
**ઉપરાંત**–વધારે, સિવાય, વળીબીજુ
**ઉબાણુ**–આડફેટે રસ્તે.
**ઉરાઉર**–શ્વાસભેર, પૂરપાટ
**ઉર્ફે**–બીજું નામ, ઉપનામ
**ઊચમૂચ**–અચબૂચ, અચાનક
**ઊહઝૂડ**–ઊંધુ ઘાલીને, આડું અવળું, વિવેક વિના.
**ઊહમૂડ**–એકાએક, સહસા, છાનું માનું,
**ઊહસૂડ**–ભાન રાખ્યા વિના, ખબર રાખ્યા વિના

ઊર્ધ્વ–ઊંચું, ઊપરનું
ઊહુ–મશ્કરી, ચેષ્ટા, તિરસ્કાર, ગર્વસૂચક ધ્વનિ
ઊંચે–સપાટીથી ઊપર, ઊંચી જગાએ.
ઊંહ–દુઃખ, તિરસ્કાર, અભિમાનનો ઊદ્ગાર
ઊંહૂં–અસ્વીકારનો ઉદ્ગાર
ઋતે–વિના
એકચક્રવે– } એક જ જણના
એકૈચક્રવે– } હાથમાં બધી સત્તા રાખીને
એકત્ર–એક જ જગ્યા
એકદમ–તાબડતોબ, સાવ, તદ્દન
એકદા–એક વખતે
એકધા–એક પ્રકારે
એકબારગી–એક રીતે, એકવાર
એકમેક–પરસ્પર
એક મેર–એક બાજુ
એકવાર– } એક ફેરો, અમુક વખતે
એકવારે– }
એકાસૂધ–દરેકેદરેક
એમ–આ રીતે, આ પ્રમાણે
એસીવાર–આ વખતે, એણુ
એવમ્–આમ, આ રીતે
એં–ન સાંભળાવાથી ફરીવાર પૂછવા માટે કરવામાં આવતો અવાજ
ઓઈયાં–ઓડકાર આવતાં કરાતો સંતોષ
ઓટ–પરત, વળતું
ઓણુ–આ સાલ
ઓત્તારી–અહો, વાહરે
ઓરે–દુઃખનો ઉદ્ગાર
ઓરે – } પાસે
ઓરો– }
ઓહિયા–ઓઈયાં
ઓહો–આશ્ચર્ય અને ક્ષુદ્રતા દર્શાવનારો ઉદ્ગાર
ઓળઘોળ–માથે ફેરવીને, ઊતારીને
ઓળછોળ–ઓળેઠોળે
ઓળાઓળ–હારબંધ, એક પછી એક હારમાં
ઓળોળો–હાલરડું ગાતાં કરાતો એક અવાજ
કકડભૂસ–કડડ આવા અવાજ સાથે
કકડીને– } સખ્ત રીતે
કડકડીને– }
કચાકચિ–સામસામા વાળ ખેંચીને લડવું
કચૂડકચૂડ–આવો અવાજ થાય તેમ
કડડડ– } કકડભૂસ
કડડડભૂસ– }
કડાકડ–એક અવાજ

**કડિંગધીન**–આવો અવાજ કરીને
**કડે**–પાસે, તરફ, કને
**કડેટાટ**–સપાટા બંધ
**કડેપડે**–ધમધોકાર, બહુ સારી રીતે
**કદા**–ક્યારે
**કદાચ**–કદી
**કદાચિત્**–કદી
**કદાપિ**–કદીપણ
**કની**–કે નહિ
**કને**–પાસે
**કમજરે**–ઓછે, બજાર
**કરતા**–થી, થકી, (તુલના સૂચવવાના અર્થમાં)
**કસવસ**–ફફટ કરવું તે
**કહેર**–બેહદ, ભારે, અપાર
**કંઈ**–કશું
**કંઈક**–કશું પણ
**ક્યાંક**–કોઈ જગાએ
**ક્યાં**–કુત્ર, કઈ જગાએ ?
**કાજે**–માટે
**કાનેકાન**– } એક કાનથી બીજે કાન
**કાનોકાન**– }
**કારમોહક**–એકદમ, ઓચિંતુ
**કાંઉ**–કેમ
**કાઇક**=કંઈ
**કાં જે**–કેમકે, કારણ કે.
**કાં તો**–અથવા
**કિલ**–ખરેખર
**કિન્તુ**–પરન્તુ, તો પણ
**કિંબહુના**–વધારે કહેવાથી શો લાભ ?
**કિંવા**–અથવા
**કૂકડ ભાગે**–અર્ધોઅર્ધ, બરાબર, સરખે ભાગે
**કૂકડી કૂક**–સંતા કૂકડીની રમતમાં કરાતો અવાજ
**કેડવા**–કેડ સુધી આવે તેમ
**કે**–અથવા
**કેથાં**– } ક્યાં, ઠીક જગાએ
**કેથે**– }
**કે ચેદી**–કયે દહાડે, ક્યારે
**કે વારે**–ક્યારે
**કયમ**–કેમ
**કયહું**–ક્યાય પણ
**કયાં**–કઈ જગાએ
**કયોં**–કહો, કયું
**કોડવસા**–અવશ્ય (?)
**ક્વચિત્**–ભાગ્યે જ ક્યાંક, કદાપિ, કદી
**ખખરવખર**–આમતેમ પડયું હોય એમ
**ખચાખચ**–ખચોખીચ
**ખચાખચી**–ખચીત
**ખચીત**–અવશ્ય

ખચોખચ–ખીચોખીચ

ખચ– } ખેંચીને
ખચ્ચ– }

ખટકખટક–ખટખટ અવાજ થાય તેમ

ખટાખટ–ખટાખટ એવો અવાજ, કજિયો, તકરાર

ખડખડ–ખડ ખડ એવો અવાજ

ખડાખડ– „ „ „ „

ખડેચોક–છડેચોક, જાહિર રીતે

ખડેજોડે–ઊભે ઊભે, આવતવિંત

ખતમ–સમાપ્ત

ખરાખર–ખરેખર

ખલુ–નક્કી, જરૂર

ખિલખિલ–હસવું

ખીખી–આવો અવાજ કરીને

ખુદી–બાળકને ઉધરસ આવે ત્યારે વાંસે હાથ ફેરવતાં બોલાતો શબ્દ

ખૈર–અસ્તુ

ખરેખર–એકદમ

ખેરીજ–વિના, સિવાય, વધારાનું

ખેંખેં–ઉધરસનો અવાજ

ખોટી–વિલંબ

ખોરંચે–ખૂણેખાચરે

ગચ્ચ–ગચ, સજ્જડ, (તૂટે છૂટે નહીં એવું

ગટગટ– } ગટગટ અવાજ
ગટકગટક– } થાય એમ

ગડરપટર–ગમેતેમ આડું અવળું

ગડેડાટ–ગડગડાટ

ગપ–ઝટ

ગળગળ–ટપોટપ

ગરગર–ઝપાટાબંધ, એકપછી એક ગરે એવી રીતે

ગોરતો–સૌભાગ્યવતી સ્ત્રિયોને જમાડવાનું એક વ્રત

ગોરો–ગોરી ચામડી, પરદેશી માણસ

ગ્રમે–સમૃદ્ધિથી ભરપૂર, સર્વ પ્રકારે અનુકૂલ

ઘચાઘચ–ઊપરા ઉપરી બોંકાય એમ.

ઘચડઘચડ–એક જાતનો અવાજ

ઘટક ઘટકે–પ્રવાહી વસ્તુ પીતાં થતો અવાજ

ઘણઘણ–એક અવાજ

ઘણઘણાટ– „

ઘમઘમ– „

ઘમાઘમ–ધમ્માચકડી, ધાંધલ

ઘરોઘર–ઘેરઘેર

ઘોડે–પેઠે, ગોડે

ચકચક–ચમકતું હોય એમ.

ચકરચકર–ચાકની જેમ ગોલગોલ ફરતા

ચકરભમર– „ „

ચકરવકર–ચકરી આવવાથી બેભાન
ચકાચક–પેટ ભરીને, ભરપટ્ટે
ચટચટ–ઝટપટ
ચડ, ચટ્ટ, ચટ–ખતમ, ઓહિયાં
ચડીચોટ–એકદમ, સપાટાબંધ
ચપ– ,,
ચપાચપ–ઝટઝટ
ચપોચપ– ,,
ચબડચબડ–મનમાં આવે તેમ, ચપચપ
ચમચમ–ચમચમે એમ
ચરર–ચરેડાટ, મોટે અવાજે ફાટવું
ચરેડાટ–ચરેરાટ
ચડપચડપ–ઉતાવળથી
ચૂંચા–સામો જવાબ આપે તેમ
ચેંચેપેંચે–ખાનગી રીતે, માહોમાંહી
ચેંપેં–ચૂંચા
ચોતરફ–ચારે બાજુ
ચોપખે– ,,
ચોપાસ– ,,
ચોફેર– ,,
ચોમગ– ,,
ચોમેર– ,,
ચોવાટ } –ચો તરફ
ચોવાટે }
છક–દિગ્મૂઢ, દિઙ્મૂઢ
છકછોળ–છાકમ છોળ, છોડો ઉપર છોડો વાગે એમ, પુષ્કળતા
છટાછટ–
છડેચોક–ખુલ્લી રીતે
છતાં–તોપણ
છતાં પણ–
છલોછલ–પૂરેપૂરું
છલાછલ– ,,
છી છી–ગ્લાનિનો શબ્દ
છી:– ,, ,,
છાને–ભરેને
જ–નક્કી બતાવનાર શબ્દ
જબ–જ્યારે
જવરઅવર–અવરજવર
જાજૂક–(?)
જામુક–(?)
જારુ–જારી, ચાલુ
જાવડભાવડ–જેવુંતેવું, અધૂરું, તકલાદી
જુ, જુ, હાં–(?)
જોડાજોડ–પાસે પાસે
જ્યારે–યદ
જ્યાં–જે સ્થાને
ઝપઝપ– } ઝપાટાથી
ઝટઝટ– }
ઝણુઝણુ–

ઢમઢમ–આવાજ
ઢમાક–ઢોલનો આવાજ
ઢળ્યા–મૂઆ
ઢુંકઢુંકાં–પાસે, બહુ પાસે
તકેતક– } સંધિ ઉપરજ, બરાબર
તકોતક– } સમયે, તાકડે
તડતડ–ફાટવાનો આવાજ, ઝટઝટ
તડફડ–ઝટ, મોઢામોઢ
તડાક–તૂટવાનો આવાજ, તરતજ
તડાકભડાક–ઉપરાઉપરી, તડફડ
તડાતડ–ઝટઝટ
તડોતડ– ,,
તડાતૂસ–ફૂલીને તુટું તુટું થાય એમ
તડામાર–ધમધોકાર, ઝપાટાબંધ
તડિંગ– } ઢોલકનો આવાજ
તડિંગપૂસ– }
તડેમકોડે–એક પગે, આતુરતાથી
તડોતડ–તડાતડ
તતથેઈ– } ભવાઈનો તાનનો
તાતાથેઈ– } બોલ
તત્કાલ–તેજ સમયે, તરત જ
તત્ક્ષણ– ,, ,,
તદાપિ–તો પણ
તદર્થે–તેને માટે
તદા–ત્યારે
તદ્દન–બિલકુલ, સર્વથા, છેક, નર્યું
તનમન–ખૂબ અધીરાઈથી
તફરકે–ચોરાઈ કે ઉચાપત થયું હોય એમ
તરછટ–છેક, સાવ, તદ્દન
તરવર–ત્વરાથી તળે ઉપર સળવળ થતું હોય એમ
તરંતરા–તરબતર, ખૂબ તર
તરીર–અનુક્રમ
તલક–સુધી, લગી
તલખવલખ–પાણી ન મળવાથી અસ્વસ્થ
તલસવલસ– ,, ,,
તવારાં–તે વારે, તે વખતે
તસું–તેનું
તસોતસ–તંગ
તહકૂબ–મૌકુફ
તહાં, તહીં, ત્યાં, ત્યહાં–ત્યાં
તાણીતૂશી } –ખૂબ ખેંચીને
તાણીતોશી }
તાણીતૂસી }
તાબડતોબ–તરત જ
તાંહાં–ત્યાં, ત્યહાં
તિહાં–ત્યાં
તીરવા–બાણ જાય એટલે અંતરે, બાણ જાય એટલું ઊંચું કે લાંબું
તુ–કિંતુ, પરં

તુરત } —તરત
તુરંત }
તૂતૂ—કૂતરાને બોલાવવા માટે શબ્દ
તેમ—તે રીતે, તે પ્રમાણે
તેવાર } —ત્યારે
તેવારે }
તૈંયે—તંઈ, ત્યારે, તો પછી (?)
તો } —તો, ત્યારે
તો પછી }
તોડેમ કોકે—એક પગે
તોબા—હવે હદ થઈ આવો અર્થ બતાવતો અથવા ત્રાસ કે કંટાળાનો ઉદ્‌ગાર
ત્યમ—તેમ
ત્યહાં—ત્યાં
ત્યારે—તદા
ત્યાં—ને સ્થાને
ત્રમઝટ— } ધોધમાર વરસાદ
ત્રમઝીક— } થવો
ત્રાહિ—બચાવો
ત્રિધા—ત્રણ પ્રકારે
ત્રેધા— ,,
થકી—થી
થકું—ને લીધે, ની વતી
થડાથડ—અથડાવાનો આવાજ
થડોથડ—અડોઅડ
થનકથનક—નાચવાનો આવાજ
થિનકથિનક—નાચવાનો અવાજ
થનગનથનગન— ,,
થનથન— ,, ,,
થબડાક—દોડવાનો અવાજ
થયું—બસ
થેરું—ભણી, તરફ
દડૂકદડૂક—આવો અવાજ
દમપરદમ—ક્ષણેક્ષણે
દમભર—ખૂબ ઉતાવળથી
દરરોજ—પ્રતિદિન
દરેક—પ્રત્યેક
દુમદુમ—નગારાનો અવાજ
દોદશ—બધી બાજૂએ આમતેમ
દોસ્તી—માટે, વાસ્તે, ખાતર
ધગધગ—જોરથી સળગવું, કે ગરમ થવું
ધડાધડ—તડાતડ
ધડૂસધડૂસ—એક જાતનો અવાજ
ધણધણ—પોલી વસ્તુનો આવાજ
ધન—ધન્ય
ધનધન—ધન્ય ધન્ય
ધબ—કંઈ પડવાનો શબ્દ
ધબધબ—એક આવાજ
ધમ—
ધમધમ—
ધમધોકાર—સપાટાબંધ
ધરાર—અલબત્ત, અવશ્ય, સાવ, તદ્દન

ધીબ–
ધુસમુસ–દોડાદોડ કરતાં
ધુવાંપૂવાં– } આવેશ કે ગુસ્સા
ધૂંઆપૂઆ– } થી વ્યાકુલ
ધોકારે–ઝપાટા ભેર
ધ્રોપટ–પાધરું, સીધેસીધું
નઈડે–નજીક, પાઠે, મોઢે
નકર–નહિં તો, નીકર
ન છૂટકે–ના છૂટકે, ન ચાલ્યે લાચારીથી
નજદીક–પાસે
નદાવા–હવે હક દાવો ન રહ્યો એ રીતે
નરાતાળ–નરદમ, તદ્દન
નર્યું–નરદમ
નવ–નહિ
નવધા–નવ પ્રકારની
નહુણક–સાવ, તદ્દન.
ન છૂટકે–પરાણે
નામે–નામ ઉપર–ને ખાતે
નામેનામ–બરોબર એક જ નામથી
નિત્યે–નિત્ય
નિધડક–બેધડક
નિરવાણ–અવશ્ય
નિરન્તર–સતત
નિશદિન–રાત–દિન, હંમેશ
નિશભોર– ,, ,,
નિશવાસર– ,,
નિશ્ચયપૂર્વક–
નીકર–નહીં તો
નીઠ–નક્કી
નીંભર–મુંઝાઈ ગયેલું
ને–અને
નેટ–નક્કી
નેવકું–બિલકુલ, હાસુકૂં
પચક–પચ આવા શબ્દ સાથે, ઓચિંતુ, અકસ્માત્
પછવાડી–પાછળ
પટપટ–બોલબોલ કરવું તે, જલ્દી
પઠે–પેઠે
પણે–પેલે ઠેકાણે
પરમ–પરલોકમાં
પરબારું } બહારોબહાર
પરભારું }
પરંતુ–પણ
પરાર–ગયે વર્ષે
પાખલિ–આજુબાજુ
પાખી–સિવાય
પાખે– ,,
પાછળ–પછવાડે
પાટોપાટ–હારોહાર, સળંગ
પાપા–બાળકને પગલાં મંડાવવાનો ઉદ્ગાર
પી–તિરસ્કારાર્થે ઉદ્ગાર
પીપી–ફૂંકીને વગાડવાની ભૂંગળી

પુનર્-ફરી
પુનરપિ-ફરીપણ
પેઠ }
પેઠે } રીતે
પૈકી-માનું, માંથી
પોકેપોકે-ખૂબ પોકપાડીને
પોહ-ઢોરને પાણી પાતાં ઉચ્ચાર
પ્રતિ-તરફ
પ્રતિક્ષણ }
પ્રતિપલ } હર સમય
પ્રતિદિન-રોજરોજ
પ્રભૃતિ-ઇત્યાદિ, વગેરે.
ફક્ત-માત્ર
ફગફગ-ફદફદ
ફચફચ-
ફટ-તિરસ્કારનો ઉદ્ગાર
ફટક-
ફટફટ-ઝટઝટ, ધિક્ધિક્, વગર વિચારે
ફટાફટ-
ફટોફટ-
ફડાંભેર-પગના ચાપવાના આધારે બેસવું.
ફદફદ-
ફરીથી-પુનઃ
ફરીને- ,,
ફરેજીકામ-ખલાસ, પાયમાલ
ફદફદ-ફગફગ
ફાંસુ-અમસ્તુ, ફોગટ
ફિટફિટ-ફટફટ, ધિક્ધિક્
ફૂં-ફૂંફાડાનો એવો અવાજ
ફોળ-ચારે બાજુથી ખુલ્લું, રક્ષણ-વગરનું, નધણિયાતું
ફેં-થાકની હાંફનો અવાજ
ફેંફેં-ફેં (?)
બચક બચક-ધાવવાનો અવાજ
બદલ-સાટે, અવેજમાં
બલકે-બલ્કિ, એટલું જ નહિ પણ
બહાર-બાહર
બાહિર- ,,
બાદ-પછી
બિન }
બિણ }
બેધક-નિઃ સંકોચ, નિર્ભય રીતે
બેરખ-વારંવાર
બેશક-સંદેહ વગર
બેંબેં-બકરી ઘેંટાનો અવાજ
ભચભચ-ભોંકવાનો રવ
ભચડભચડ-કચરવાનો અવાજ
ભચોભચ-ઊપરાઊપરી
ભચોભચ્ચ- ,,
ભડંગ-કંઈ પડવાનો આવાજ
ભડાક-ભડાકા સાથે, તરત
ભડાભડ-

ભડાભડ—
ભણી—તરફ, બાજુ
ભપ્પ } ભભ્ભ
ભભ્ભ }
ભરડભરડ—એક અવાજ
ભરીપૂરી—પૂરેપૂરી રીતે
ભવોભવ—દરેક જન્મમાં
ભાગું—ને કારણે, લીધે,
ભાગ્યે—કદાચ
ભાળું—ઠીક, વારુ
ભાં—ગાયનો કે મોટરના જેવો અવાજ.
ભોગયોગે—કદાચ
મજેરે—સારું, પેટે,
મજાત—પણ, સુદ્ધાં
મધે—મધ્યે
મઠ્ઠત—
મરહબ્બ—ભલે પધાર્યા
મરે—મર, ભલે, છોને
મા—ન, નહિ,
માટ—માટે
માટે કરીને—
માર્ફત—દ્વારા
માંડ—માંડ માંડ
મુખોમુખ—મોઢામોઢ
મુજરે—મજરે, વળતરમાં
મઝાર—મોઝાર
મેતે—એની, જાતે,
મેળે—,, ,, પોતે
મોઝાર—માં, મધ્યે,
મોઢામોઢ—સમક્ષ, એક મોઢેથી—બીજા મોઢે એમ,
મોર—આગળ, પૂર્વે
મોરમોર—મોંમાં નાંખતાં છૂટે છૂટું થઈ જાય એમ
મોરે—મોર, આગળ
યત્કિંચિત્—જરાપણ
યદ્વાતદ્વા—ગમે તેમ, એલ ફેલ
યાવત્—જ્યાં સુધી
યાહોમ—કુસ્તાનીનો પ્રકાર
યુગપત્—એકી સાથે
રવરવ—રવરવે તેમ
રવાના— } મોકલેલું
રવાને— }
રંગેચંગે—વિના તકરારે, હસતે મને, ખુશીથી,
રાતોરાત—રાત્રે ને રાત્રે
રૂએ—પ્રમાણે, ને આધારે
રુમઝુમ—ઝાંઝર કે વરસાદનો અવાજ
રુમઝૂમ—,, ,,
રેખ—જરાયે
રેજ—તાબે
રેઢબેઢ—રગડાની જેમ
લગત—પાસે, જોડે

લગભગ–આશરે, પાસે, અડોઅડ,

લગનીક }
લગરિક } લગીરેક

લગાતાર–લાગલાગટ, સતત,

લગાર }
લગી } લગણું, સુધી, થોડા વખત માટે

લગરિ– }
લગરિક– } લગીરેક (?)

લગે–લાગ્યા, ફાવ્યા, હં, ઉત્તેજનનો ઉદ્‌ગાર

લગેલગે–લગે

લગોલગ–અડીને

લગુ–લગોલગ

લચકલચક–લચકે ને લચકે

લચપચ–પ્રવાહીથી તરબોળ,

લડસડ–લહેરમાં કે મદમાં

લથબથ–એક બીજાને જોરથી વળગ્યા હોય તેમ

લથરપથર–ઢીલું, લથડતું હોય તેમ

લદબદ–પ્રવાહીથી ભરપૂર, લચકા જેવું હોય તેમ

લફડફફડ–લથડતું, આમ તેમ ઊડયા કરતું, પગે અંટવાયું હોય તેમ,

લાગલાગટ–સતત

લીધે–તેથી

લેકિન–પરંતુ

લોલો–હાલરડાનો એક અવાજ.

વગર–વિના

વગુ–જથે, બાજુ

વગેરે–ઇત્યાદિ

વચમાં–વચ્ચે

વચ્ચે–વચમાં

વરધિ–બહાને, મિષે (?)

વટીક–પણ, સુદ્ધાં

વડે–વતીથી

વતી–વડે, માટે, બદલે,

વતે– ,, ,, ,,

વરસોવરસ–દર વર્ષે

વશાણિએ–વડે, થી

વર્ષોવર્ષ–દર વર્ષે

વળતી–પછી, વધારામાં, વળી

વા–અથવા, કે, યા

વાજેવાજ–સપાટાબંધ

વાદોવાદ–વાદે વાદે

વાપસ–પાછું

વારાફરતી–વારા પ્રમાણે, એક પછી એક

વારું–ઠીક, સારુ

વારે ઘડીએ–વારંવાર

વારોવાર–બીજે અડવાડિયે તેજ દિવસે.

વાસ્તે–કાજે

વાહ–કેવું સારું, શાબાશ,

વાંત-વેંત
વાંસામોર-પૂઠે, પછવાડે,
વિષે-વિશે, માં, બાબત
વૃથા-ફોગટ
વેર-લગી, સુધી,
શનૈઃ-ધીમે ધીમે
શાકે-સિકકે, અહીં,
શાખે- „ „
શેં-શે કારણે,
સટ-ઝટ, એકદમ
સટક-„ „
સડસડ-
સડાસડ-
સણસણ-ઉકળતા પાણીનો આવાજ
સતાં-છતાં, તો પણ, સંતે, હોળાં, છતે,
સથરબથર-અવ્યવસ્થિત
સદારદા-કારણ વિના
સદા-હમેશા
સપસપ-ઝડપથી
સપારે-બરોબર, ઠીક,
સપાસપ-સપાટા બંધ
સબોસબ-ઝપાટા બંધ
સમસમ-પવનનો આવાજ
સરવાળે-એકંદરે
સરાર-ઠરાર, ઠેઠ સુધી
સરાસર-સરેરાશ

સરેતોરે-વાજતે ગાજતે, ખુલ્લે ખુલ્લું,
સરેડે-સરાડે
સરાડે-સીધે માર્ગે
સવે-ઠેકાણે, રસ્તે,
સવેળા-વખતસર, આગળથી
સહ-સાથે
સહસા-વિચાર વગર
સહિત-સાથે
સંયોગવશાત્-
સાયાત્- (?)
સાખોસાખ-જોડાજોડ, લગોલગ,
સાતર-વાસ્તે
સાણકબોથું-ભેળસેળવાળું
સાયંપ્રાતર્-સાંજે-સવારે
સાલભર-આખું વર્ષ
સાંસોટ-સોંસરું
સિક્કે-શિક્કે-સુદ્ધાં
સિવાય-વિના
સીડાસીડ-અડોઅડ
સુતરામ્-
સુદિ-સુદ-
સુધી-લગી, પર્યન્ત
સુદ્ધાં-સુદ્ધાંત-પણ (બાકી રહ્યા વિના; કે છોડયા વિના)
સં-સાથે (?)
સોડે-પડખે, નજીક,

સોપટ–સીધેસીધું
સોરું–લગીમા, સુધીમાં
સોવસા–લગભગ નક્કી
સ્વતઃ–આપોઆપ
સ્વધા–
સ્વયમ–પોતાની મેળે
હકબક–કઈ સમજ્યા વગર
હા–
હડહડ–સડસડ
હડે–કૂતરાને હાકવાનો આવાજ
હડેડાટ–
હત–
હજુ–
હંમેશા–
હરઘડી–
હરરોજ–
હરવખત–
હરાર–ધરાર, અવશ્ય
હલા–
હવડાં–હવડે, હમણાં, હવણું
હવાં–
હવે–
હવેથી–
હંભા–
હાળિહાળિ–
હાજી–
હાટૂ–વાસ્તે
હાડેહાડ–છેક હાડકા સુધી,
હાડોહાડ– ,,
હાથોહાથ–
હારકતાર–
હારદોર–
હારાદોર–

## થોડા નિયતલિંગ–નિયતવચન–શબ્દો

કાલાં બોલડાં – ન. બ, વ. – કાલીને બોબડી.
અકરાંતિયું – પુ. બ. વ. – બહુ ખાનારુ.
અગલાં પગલાં – ન. બ. વ. – અપરણી વખતે સીમતિનીને ભરાવવા આવતા પગલાં.
અજેણાં – ન. બ. વ. – ન જોવાનું વ્રત.
ચટપટા – પુ. બ. વ. – રંગ બેરંગી લાંબા પહોળા લીટા.
ચટા – પુ. બ. વ. – આગળનાં મોટાં બારણાં, ડેલીના બારણા,
અપકાળ – પુ. બ. વ. – પાણીના જીવ.
અબોલા – પુ. બ. વ. – રિસાઈને અમુકની સાથે ન બોલવું તે.

અલાવાંવેડા – પુ. બ. વ. – સાચાં જૂઠાં દર્યાં કરવાં તે.
અલૂણાં – ન. બ. વ. – એ વ્રતના દિવસો.
અષ્ટપર્વત – પુ. બ. વ. – આઠ કુલ પર્વતો.
આખા – પુ. બ. વ. – અક્ષત, વણ ભાગેલા ચોખા.
આરિયા – ન. બ. વ. – હોડી, વહાણ વગેરેના સઢ ઉતારી નાખવા તે.
આલાંબાલાં – ન. બ. વ. – બદલાતાં.
આંકોશિયાં – ન. બ. વ. – પાસવા, સખ્ત પ્રયત્ન, એથી ઉપજતો શ્વાસ.
આંખિયાં – ન. બ. વ. – મૂર્ચ્છા, ડોળા કાઢવા તે, ઝબઝબિયાં,
આંડવા – પુ. બ. વ. – અંડકોષ.
એકા – ૧ × ૧ થી ૧૦ નો ઘડિયો.
ઉમલેટિયા – પુ. બ. વ. – ચૂંટલા, કૂખમાં ગલી કરવી તે.
ઊઠાં – ન. બ. વ. – સાડાત્રણના ગુણાકાર વાળા ઘડિયાં.
એરા – પુ. બ. વ. – નહોર, પંજા,
ઓગણા – પુ. બ. વ. – ધાણી શેકતાં કે અનાજ દળતાં એમને એમ રહી ગયેલા દાણાં.
ઓગણિયા – પુ. બ. વ. – ૧૯ × ૧ થી ૧૦ નો ઘડિયો,
ઓગણીસા – પુ. બ. વ. – ઓગણિયા,
ઓછિયાં – ન. બ. વ. – અછોવા ના કરવાં તે, લાડ,
ઓલાં – ન. બ. વ. – કરા.
ઓળાં – પુ. બ. વ. – લીલા ચણાના પોપટા, પોપટા એના છોડવાની ઝુડીઓ, ચણાના શેકેલા પોપટા,
ઓગઠાયર – પુ. બ. વ. – ઓઘ.
કનોઆં – ન. બ. વ. – કાનની બૂટી.
કરા – પુ. બ. વ. – આકાશમાંથી પડતા કુદરતી બરફના કકડા.

કરામોડા – પુ. બ. વ. – અંગ મરોડવાના ઉકારાં આવવાં તે, પ્રસવ–
વખતનું શરીરનું દુઃખવું તે, આંકડી
આવવી તે,

કાકલિયા – પુ. બ. વ. – શીતલા, બળિયાકાકા,

કાકાબલિયા – પુ. બ. વ. – ,,

એરા – પુ. બ. વ. – નહોર, પંજા, પકડ, કબજો, પહોંચ,

ઓગણિયાં – પુ. બ. વ. ૧૯ × ૧ થી ૧૦ નો ઘડિયો.

ઓદા – પુ. બ. વ. – ઝાડના ચીલામાં પડેલા ખાડા,

ઓલાં – ન. બ. વ. – કરાં.

ઓળા – ન. બ. વ. – લીલા ચણાના પોપટા.

કાલાવાલા – પુ. બ. વ. – કરગરવું તે, આજિજી.

કુડડાં – ન. બ. વ. ભૂખે મરવું પડે તે.

કૂટણાં – ન. બ. વ. કૂટતી વખતે બોલવાના બોલ.

કોકા – પુ. બ. વ. સારાં ને કિંમતી કપડાં,

કાંચોળાં – ન. પ. વ. – આંતરડાં.

ગૂરા – પુ. બ. વ. – પગ.

ચાંભો – ન. બ. વ. – ચાંદાં.

ચિચ્છાં – ન. બ. વ. – નાળિયેરના છોતરાંના રેસા.

ચેડાં – ન. બ. વ. – ગાંડાં, અડપલાં, ચાંદવાં,

ચોખા – પુ. બ. વ. – ચાવલ, ચોખા જેટલું વજનમાં,

છમલીમં – ન. બ. વ. – કાંસાં, છબછબિયાં.

છાગનપતિયાં – ન. બ. વ. – છાની વાતો.

છાલાં – ન. બ. વ. – ફોતરાં, છીડાં, ચામડી પરનાં લિંગડાં.

ઝપકોળા – પુ. બ. વ. – ઘણા ઝબકોળાં.

છીચાં – ન. બ. વ. – સાડા ચારનો આંક, છૂંઆં.

તુંતાં – ન. બ. વ. – તુંકારો કરવો તે.

તૂરા – પુ. બ. વ. – તોરા, તુવેરના દાણાં.

ત્રિતાપ – પુ. બ. વ. – આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક.

ત્રિપથ – પુ. બ. વ. – સ્વર્ગ, મૃત્યુ, પાતાલ,

તેલાં – ન. બ. વ. – નવરાત્રના દિવસોમાં તેલની કરી પાણી કરવાનું ત્રણ ઉપવાસનું વ્રત,

થરકાંકણ – ન. બ. વ – લગ્ન વખતે કન્યા પહેરે છે તે ચૂડિયો, થર,

દશૈયાં – ન. બ. વ. } લગ્ન પછી વરવહુને સાસરા તરફથી અપાતાં
દસૈયાં – પુ. બ વ. } દશ જમણ

દાણિયાં – પુ. બ. વ. – મોગટબાજી વગેરે રમતમાં વપરાતી મોટી કોડીઓ.

દાસોલા – પુ. બ. વ. – હલકા દાસમણનાં કામ.

દીદાર – પુ. બ. વ. – ચેહરા, સ્વરૂપ, કાંતિ,

ધડાકા ભડાકા – પુ. બ. વ. – ધડાકા અને ભડાકા,

ધાગડિયાં – ન. બ. વ. – તોફાન, મસ્તી.

ધારણાં પારણાં – ન બ. વ. – એકાંતરે જમવાનું વ્રત.

ધોંસાં – ન. બ વ. ગપ્પા.

નવરત્ન – ન. બ. વ. – નવ પ્રકારના રત્નો ( હીરો, મોતી, માણેક, પાનું, પોખરાજ, ગોમેદ, લસણિયો, પરવાળું, નીલમ ).

નવરસ – પુ. બ. વ. – કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા નવરસ ( શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત, શાંત ).

નવરાત્ર – ન બ. વ. – નવરાત, નોરતાં.

નાકાં – ન. બ. વ. – દાળ ચોખાના ઝીણા કટકા,

નારદવેડા – પુ. બ. વ – બે જણને લડાવવાની કળા, લાકડીને કે તલવારના દાવ,

પંચકેશ – પુ. બ. વ. – શરીરના પાંચ ભાગના નામ,

**પંચકોષ** – પુ. બ. વ. – અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય, (આત્માના શારીરિક પાંચ આવરણમાંનું દરેક).

**પંચપાપ** – ન. બ. વ. – બ્રહ્મ હત્યા, સુરાપાન, મુસતલ્પ ગમન, ચોરી અને પાપ કરનારનો સંગ,

**પંચપ્રાણ** – પુ. બ. વ – પ્રાણ, અપાન, વ્યાન ઉદાન, સમાન.

**પંચભૂત** – ન. બ. વ. – પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ.

**પંચમહાયજ્ઞ** – ન. બ. વ. – દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ.

**પંચવર્તમાન** – ન. બ. વ. – નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિર્માન, નિર્મોહ આ સૂક્ષ્મ પંચ વર્તમાન કહેવાય છે.
માંસ, મદિરા, ચોરી, વ્યભિચાર, અને વટાળથી દૂર રહેવું આ સ્થૂલ પંચ વર્તમાન કહેવાય છે.

**પંચવાયુ** – પુ. બ. વ. – પંચ પ્રાણ,

**પંચાગ્નિ** – પુ. બ. વ. – ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ, સભ્ય, આવસથ્ય.

**પાજરાં** – ન. બ. વ. – કાંધાં પાંજરાં, કરેલાં કાપાં ચૂકતે ન થાય તો વ્યાજ સાથે તેના ફરી કાંધાં કરવાં તે.
(કાંધાં એટલે હપ્તા પ્રમાણે ભરી દેવાની રકમ)

**પોપલાં** – ન. બ. વ. – અશક્તિનાં ફાંફાં.

**પોબાર** – પુ. બ. વ. – ત્રણ પાસાની રમતમાં ૭, ૭, અને એક કુલ તેર દાણાનો દાવ.

**ફેકફેકા** – પુ. બ. વ. – ખાઈ પી ઉડાવી દેવું, ખાલી પણું

**ફેનાફાતિયા** – પુ. બ. વ. – સમૂલગો નાશ.

**ફાકા** – પુ. બ. વ. – તંગી, અનશન,

**ફાંફા** – ન. બ. વ. – ડાફરિયાં, મિથ્યા પ્રયત્ન,

બસલાં – ન બ વ – નાના ઝોળગાં
બળિયાકાકા – પુ બ વ – શૈવ, શૈવના દેવ
બાવા – ન બ વ – ઝાડઝિયાં, ફાંફાં, ગડાના આનાપાના
બેદાણા – પુ બ વ – એક ઔષધ
ભામા – ન બ વ – ફાંફાં પામ વડેમ,
ભિખારીવેડા – પુ બ વ – ભિખારીના જેવું વર્તન
ભીમડા – ન બ વ – બાળક મો બીડી રોઈ ફૂલી ફૂલી રડે છે તે.
ભીધા – ન બ વ – કપાસના થાના મોગ વાગ
ભૂકેભૂકા – પુ બ વ – ચૂરેચૂરા
ભૂંઆ – ન બ વ – પાણી
મમ – પુ બ વ – ખાવાનું (બાળ ભાષામાં)
માબાપ – ન બ વ – મા અને બાપ
મળાવડાં – ન બ વ – મીઠું મીઠું બોલી સારુ લગાડવું તે
માડુઆ } – ન બ વ – લાડકાં બાળક
માડુડા }
માલપાણી – ન બ વ – મિષ્ટાન્ન, ભારે જમણ
માંડા – પુ બ વ – કણબીઓમાંની એક વાનગી
લાછા – ન બ વ – પગને તળિયે તેમજ હથેળીમાં લીમડાના પાનથી
છાશ તાવેથાથી ઝડપથી વારવાર ડામવું તે.
લીલાંપાણી – ન બ વ – ઘૂંટેલી ભાંગનું પાણી
લોઢા – ન બ. વ – લોઢાંના ઓજારો
વનેખા – પુ બ વ – પીડા, મુશ્કેલી, વખા
વરઘોડિયા – ન બ વ – નવદંપતિ, લગ્નના વરઘોડામાં જતાં બાળકો.
વરવધૂ } – ન બ વ – વર અને વહુ
વરવહુ }
વહાલાંવહાલી – ન બ વ – આશક ને માશૂક
વાગલા – ન બ. વ – વાગનાં, વલખાં,

**વળતદાણિયાં** – ન. બ. વ. – લેણા પેટે દાણા કે ગણોતમાંથી વાળી લેવાની શર્તે, કબજે રાખેલી જમીન કે તેનું લખત.

**વાટલા** – પુ. બ. વ. – ભાંગેલા ચોખા,

**વાંગલાં** – વલખાં, વાગલાં,

**વાણિયાવેડા** – પુ. બ. વ – વાણિયાની રીત.

**વામાટામા** – પુ. બ. વ. – અનિશ્ચયમાં વખત ગાળવો તે, આનાકાની, ગલ્લાં તલ્લાં,

**વાલિયા** – પુ. બ. વ. – પારણું કે ત્રાજવાં જે દોરીઓને આધારે લટકે છે તે.

**વાવલાં** – ન. બ. વ. – વલખાં, ફાંફાં.

**વેડા** – પુ. બ. વ. – ના જેવું વર્તન.

**વેતા** – પુ બ. વ. – ભલીવાર, ડહાપણ,

**સમ** – પુ. બ. વ. – સોગંદ, સોગન.

**સર સમાચાર** – પુ. બ. વ. – ખબર અંતર, પત્તો.

**સલોકા** – પુ. બ. વ. – સમસ્યા કે મહેણાવાળી પ્રશ્નોત્તર કવિતા, નર કન્યાએ પરણતી વખતે સામસામાં બોલવાની કવિતા,

**સવાયા** – પુ. બ. વ. }<br>**સવાયાં** – ન. બ. વ. } સવાના આક

**સવાલ જવાબ** – પુ. બ. વ. પ્રશ્નોત્તર.

**સાજનિયા** – પુ. બ. વ. – વરના વરઘોડા સાથે રહેતું પ્રતિષ્ઠિત લોકોનું મંડળ,

**સાટાં તેખડાં** – ન. બ. વ. – કન્યાનાં સાટાં ને તેખડાં કરવાનો વ્યવહાર.

**સાટી ઝાંખરાં** – ન. બ. વ. – સાચું જુઠું કરીને ટંટો કરાવવો તે.

**સાલાત લા** – પુ. બ વ. – કાલાવાલા, આજીજી,

સાંસા – પુ. બ વ. – મુશ્કેલી, તંગી.
મુખલા – પુ. બ. વ. – ઘઉંનો જાડો (ભરડેલો) લોટ.
સેપટાં – ન. બ. વ. – ચામડાના સાટકાની પટીઓ–શકતા,
સૈયડ } – પુ. બ. વ – બળિયા, શીતળા
સૈયઠ }
હુરડાં – ન. બ. વ. – હુરડીના નાના અધકચરાં ફળ,
હારતોરા – પુ. બ વ. – હાર અને તોરા, માન, આદર,

## ઉપસર્ગ

ઉપસર્ગ સર્વદા ક્રિયાની સાથે જોડાય છે. તેઓ જે ધાતુની સાથે જોડાય છે, તેના અર્થમા પરિવર્તન અથવા વધારો કરે છે. ઉપસર્ગો આ છે.–

પ્ર. પરા અપ સમ નિ અવ અનુ નિર્ દુર્ નિ આ અપિ. આવિ સુ ઉત પરિ પ્રતિ અભિ અતિ ઉપ. આ ૨૦ ઉપસર્ગો છે.

સંસ્કૃત ભાષામાં નિસ્ દુસ્ આ બે અધિક છે. તેથી કુલ મળીને ૨૨ થાય છે.

આના ત્રણ પ્રકાર બતાવી શકાય છે.

(૧) કેટલાક ધાતુના મૂલ અર્થમાં પરિવર્તન કરે છે. જેમકે : પ્રહાર, આહાર, વિહાર, સંહાર ઇત્યાદિ.

(૨) કેટલાક ઉપસર્ગો ધાતુના અર્થમાં વિશિષ્ટતા ઉત્પન્ન કરે છે. જેમકે : પ્રણામ.

(૩) કેટલાક ધાતુનો અર્થમાં પરિવર્તન કર્યા વિના જ ધાતુની સાથે વપરાય છે. જેમકે : પ્રસવ.

અનુકૂલતા માટે થોડા ઉદાહરણો અહીં આપું છું, પણ આ ઉદાહરણો સંસ્કૃત શબ્દરૂપે જ હશે. ગુજરાતી ભાષાના શબ્દો સાથે આનો કોઈ સંબંધ નથી

### ઉદાહરણ

પ્ર–પ્રતિષ્ઠા, પ્રચલિત, પ્રદેશ, પ્રસવ, ઇત્યાદિ.
પરા–પરાક્રમ, પરાજય. પરાભવ, ઇત્યાદિ
અપ–અપરાધ, અપેત, અપચય ઇત્યાદિ.
સમ્–સંચય, સંગ્રામ, સંકુલ, સંશય, સંદેહ ઇત્યાદિ.
નિ–નિબોધન, ન્યચન, નિતરામ્
અવ–અવચ્છેદ, અવમૂલન, અવજ્ઞા, અવેક્ષણ ઇત્યાદિ.
અનુ–અનુકૂલ, અનુરોધ, અનુસાર, અનુગમન, અનુચિંતન આદિ
નિર્–નિર્ગમન, નિરપરાધ, નિર્જલ, નિરીતિ
નિસ્–નિષ્ક્રિય, નિશ્ચલ, નિશ્ચિન્ત ઇત્યાદિ
દુર્–દુર્ગ, દુરતિક્રમ, દુર્ગમ, દુર્દિન ઇત્યાદિ.
દુસ્–દુશ્ચરિત, દુષ્કર, ઇત્યાદિ
વિ–વિનોદ, વિશ્વાસ, વિવેક, વિચલિત ઇત્યાદિ.
આ–આગમન, આગતિ, આહાર, આહ્લાદ, આશ્વાસન આદિ.
અધિ–અધિષ્ઠાન, અધિષ્ઠાતા, અધ્યયન, અધ્યાપક ઇત્યાદિ.
અપિ–અપિધાન, અપ્યય, અપીતિ, ઇત્યાદિ.
સુ–સુકૃત, સુચરિત, સુસંસ્કૃત, સુદર્શન આદિ.
ઉત્–ઉત્કૃષ્ટ, ઉદ્ધાર, ઉત્કંઠા, ઉદ્દિધીર્ષા ઇત્યાદિ.
પરિ–પરિત:, પરિવાર, પરિષ્કાર, પરિપાલન આદિ.
પ્રતિ–પ્રતિફલ, પ્રત્યુત્થાન, પ્રત્યવાય ઇત્યાદિ.
અભિ–અભિગમન, અભ્યાગત, આભિમુખ્ય ઇત્યાદિ.
અતિ–અતિક્રમણ, અત્યંત, અતિચાર, અતિસાર ઇત્યાદિ.
ઉપ–ઉપગતિ, ઉપસ્થિતિ, ઉપનયન ઇત્યાદિ.

આ ઉપસર્ગોનો ઉપયોગ સંસ્કૃતભાષાના શબ્દો પૂર્વે જ થાય છે, ગુજરાતી ભાષાના શબ્દો સાથે આનો સંબંધ નથી.

## સંધિ

ગુજરાતી ભાષાના શબ્દોમાં સંધિમાટે કોઈ અવકાશ નથી. પણ સંસ્કૃત શબ્દોનો વ્યવહાર આ ભાષામાં હવે પુષ્કલ થવા લાગ્યો છે, તેથી અત્યંત આવશ્યક થોડો વિચાર આ વિષયમાં આવશ્યક છે.

સ્વરસંધિ, વ્યંજનસંધિ અને વિસર્ગસંધિ, આ ત્રણ સંધિ મુખ્ય છે, આના વિભાગો થાય છે. પણ તેનો ઉપયોગ ગુજરાતી ભાષામાં નથી જ.

### સ્વર સંધિ

જ્યારે બે પદો ભેગાં થાય અને પૂર્વ પદના અંતે તથા પર-પદના આદિમા જો સ્વર આવ્યા હોય તો ત્યાં સંધિ થાય છે અને તેનું નામ સ્વરસંધિ થાય છે.

ઉદાહરણ—અધિ + અયન = અધ્ય્ + અયન = અધ્યયન.

**નિયમ ૧**—હ્રસ્વ ઇ અથવા દીર્ઘ ઈ આગળ ઇ, ઈ સિવાય કોઈ સ્વર આવે તો ઇ, ઈ ને ય્ થાય છે. અને તે ય્ પર રહેલા સ્વર સાથે ભળી જાય છે.

**નિયમ ૨**—હ્રસ્વ ઉ અથવા દીર્ઘ ઊ ની આગળ ઉ, ઊ સિવાય કોઈ સ્વર આવે તો ઉ, ઊ ને વ્ થાય છે અને તે વ્ આગળના સ્વરમાં મળે છે.

ઉદાહરણ—સાધુ + આગમન, સાધ્ + વ્ + આગમન = સાધ્વાગમન.

**નિયમ ૩**— ઋ આગળ ઋ સિવાયનો કોઈ સ્વર આવે તો ઋને ર્ થાય છે; અને તે ર્ આગળના સ્વર સાથે ગળે છે.

ઉદાહરણ—માતૃ + આનંદ = માત્રાનંદ,

(૧) આ સંધિને સંસ્કૃતમાં યણ્ સંધિ કહે છે.

**નિયમ-૪**જ્યારે પૂર્વ પદના અંતમાં અ કે આ હોય અને

પરપદના આદિમાં ઇ કે ઈ હોય તો અ અને ઇ કે ઈ મળીને એ થાય છે.

ઉદાહરણ–અવધ + ઇશ = અવધેશ.

રમા–ઇશ્વર = રમેશ્વર

ભારત–ઇતિહાસ = ભારતેતિહાસ.

નિયમ ૫–અ કે આ પદી જો ઉ કે ઊ આવે તો બન્ને મળીને ઓ થાય છે.

ઉદાહરણ–ગંગા + ઉદક = ગંગોદક,

શુદ્ધ + ઉદક = શુદ્ધોદક,

જલ + ઊર્મિ = જલોર્મિ

નિયમ ૬–અ કે આ પદી જો ઋ આવે તો અ + ઋ અથવા આ + ઋ ને અર્ થાય છે.

ઉદાહરણ–વસંત + ઋતુ = વસંતર્તુ.

(૨) આ સંધિને સંસ્કૃતમાં ગુણ સંધિ કહે છે.

નિયમ ૭–અ કે આ પછી એ આવે તો બન્ને મળીને ઐ થાય છે.

ઉદાહરણ–મત + એકતા = મતૈકતા.

નિયમ ૮–અ કે આ પછી ઐ આવે તો પણ બન્ને મળીને ઐ થાય છે.

ઉદાહરણ–મત + ઐક્ય = મતૈક્ય

નિયમ ૯–અ કે આ પછી જો ઓ આવે તો બન્ને મળીને ઔ થાય છે.

ઉદાહરણ–ગુણધ + ઓ = ગુણૌધ.

મહા + ઓષધિ = મહૌષધિ.

નિયમ ૧૦–અ કે આ પદી જો ઔ આવે તો પણ બન્ને મળીને ઔ થાય છે.

ઉદાહરણ-મહા + ઓષધ = મહૌષધ,
મહા + ઔદાર્ય = મહૌદાર્ય.

(૧૧) આ સધિને સસ્કૃતમા વૃદ્ધિ સંધિ કહે છે.

## અથ વ્યંજન સંધિ

સ્વરસધિમા બન્ને સ્વરોમા અથવા એક સ્વરમા ફેરફાર કરવામા આવે છે, માટે તે સ્વરસધિ કહેવાય છે.

વ્યજનસધિમા આથી ભિન્ન પ્રકારની સ્થિતિ હોય છે.

નિયમ ૧-પદના અતે ક્ હોય અને પછી હ હોય તો ક્‌ને ગ્ અને હ્ નો ઘ થાય છે.

ઉદાહરણ-દિક્ + હસ્તિ = દિગ્ઘસ્તિ

નિયમ ૨-દ્ આગળ હ્ આવે તો દ્ નો ધ્ થાય છે.

ઉદાહરણ-તદ્ + હરિ = તદ્ધરિ.
તદ્ + હોમ = તદ્ધોમ.

નિયમ ૩-ત્ કે દ્ આગળ શ આવે તો ત્ કે દ્‌ને ચ થાય અને શ ને છ થાય

ઉદાહરણ-તત્ + શાસ્ત્ર = તચ્છાસ્ત્ર
સુહૃદ્ + શિશુ = સુહૃચ્છિશુ.

નિયમ ૪-અનુસ્વાર પછી જે વર્ગનું અક્ષર આવે તે વર્ગનું પાચમુ અક્ષર અનુસ્વારના સ્થાને મૂકાય.

ઉદાહરણ-ગંગા + ગઙ્ગા,
તંતુ + તન્તુ
કંજ + કઞ્જ
ચંદ્રમા + ચન્દ્રમા
કિંકર + કિઙ્કર

અંડ + અણ્ડ

ઘંટા + ઘણ્ટા

**નિયમ** –પત્ પછી ચ્ કે છ્ આવે તો ત્ ને ચ્ થાય છે.

ઉદાહરણ–તત્ + ચરિત = તચ્ચરિત

તત્ + છત્ર = તચ્છત્ર

પૂર્વ પદના અંતે વ્યંજન હોય અને પરપદના આદિમાં સ્વર હોય ત્યારે વ્યંજનમા જે પરિવર્તન થાય છે, તેને પણ વ્યંજન સંધિ કહે છે.

અને પૂર્વ પદના અંતે પણ વ્યંજન હોય અને પરપદના આદિમાં પણ વ્યંજન હોય, અને તે બન્ને વ્યજનોમાં અથવા કોઈ એક વ્યંજનમાં જે ફેરફાર હોય, તેને પણ વ્યંજન સંધિ કહે છે.

**નિયમ ૧**–પદના અંતે ક્ હોય અને પરપદના આરંભમાં કોઈ સ્વર હોય તો ક્ ને ગ્ થાય છે.

ઉદાહરણ–વાક્ + આરંભ = વાગારંભ,

દિક્ + ઈશ = દિગીશ.

**નિયમ ૨**–પદના અંતે ત્ હોય અને તેના પછી કોઇ સ્વર હોય તો ત્ ને દ્ થાય છે.

ઉદાહરણ–તત્ + ઈશ = તદીશ.

તત્ + અન્વય = તદન્વય.

**નિયમ ૩**–પદના અંતે પ્ હોય અને ત્યાર પછી કોઈ સ્વર આવે તો પ્ ને બ્ થાય છે.

ઉદાહરણ–કકુપ્ + ઈશ = કકુબીશ.

—:•:—

વિસર્ગ સંધિની વિશેષ આવશ્યકતા ગુજરાતી ભાષાને નથી. તેથી તે સંબંધમા કશું લખતો નથી.

—:o:—

## સંખ્યાવાચક શબ્દો

વ્યાકરણમાં સંખ્યાવાચક શબ્દોનો ઉલ્લેખ અસ્થાને ન ગણાય. સંખ્યાના કેટલાક વિભાગો તો વ્યાકરણથી પૃથક્ રહી શકે જ નહિ.

એક, બે, ત્રણ, ચાર, પાચ, છ, સાત, આઠ, નવ, દશ ઇત્યાદિ ગણના તો સુગમ છે, છતાં છાત્રોની અનુકૂળતા માટે તે અહીં લખાય છે.

| | | |
|---|---|---|
| એક | એકવીશ | એકતાલીશ |
| બે | બાવીશ | બેતાલીશ |
| ત્રણ | ત્રેવીશ | તેતાલીશ |
| ચાર | ચોવીશ | ચુમાલીશ |
| પાંચ | પચીશ | પિસતાલીશ |
| છ | છવીશ | છેતાલીશ |
| સાત | સતાવીશ | સડતાલીશ |
| આઠ | અઠાવીશ | અડતાલીશ |
| નવ | ઓગણત્રીશ | ઓગણપચાસ |
| દશ | ત્રીશ | પચાસ |
| અગિયાર | એકત્રીશ | એકાવન |
| બાર | બત્રીશ | બાવન |
| તેર | તેંત્રીશ | ત્રેપન |
| ચૌદ | ચોંત્રીશ | ચોપન |
| પંદર | પાંત્રીશ | પંચાવન |
| સોલ, સોળ | છત્રીશ | છપ્પન |
| સત્તર | સડત્રીશ | સતાવન |
| અઢાર | અડત્રીશ | અઠાવન |
| ઓગણીશ | ઓગણચાલીશ | ઓગણસાઠ |
| વીશ | ચાલીશ | સાઠ |

| | | |
|---|---|---|
| એકસઠ | એક્યાશી | બસ્સો |
| બાસઠ | બ્યાશી | ત્રણસો |
| ત્રેસઠ | ત્યાશી | ચારસો |
| ચોસઠ | ચોગશી | પાચસો |
| પાસઠ | પચ્યાશી | છસો |
| છાસઠ | છયાશી—છાશી | સાતસો |
| સડસઠ | સતાશી | આડસો |
| અડસઠ | અઠાશી | નવસો |
| ઓગણોતેર / ઓગણોસિત્તેર | નવાશી | હજાર |
| સિત્તેર | નેવુ | દશહજાર |
| એકોતેર | એકાણુ | લાખ |
| બોતેર | બાણું | દશ લાખ |
| તોતેર | ત્રાણું | કરોડ |
| ચુમોતેર | ચોરાણું | દશ કરોડ |
| પંચોતેર | પંચાણું | અબજ |
| છોતેર | છન્નું | દશ અબજ ઇત્યાદિ |
| સનોતેર | સતાણું | |
| અઠોતેર | અઠાણું | |
| ઓગણાએંશી | નવાણું | |
| એંશી | સો | |

## સંખ્યાક્રમ-પૂરક શબ્દો

| | | | |
|---|---|---|---|
| પહેલું | છઠું | અગિયારમું | સોળમું |
| બીજું | સાતમું | બારમું | સતરમું |
| ત્રીજું | આઠમું | તેરમું | અઢારમું |
| ચોથું | નવમું | ચૌદમું | ઓગણીસમું |
| પાંચમું | દશમું | પંદરમું | વીસમું ઇત્યાદિ |

એવી રીતે દરેક સંખ્યાની આગળ મું લગાડવાથી સંખ્યાપૂરક શબ્દો બને છે.

જિલ્લાભેદથી અથવા બીજા પણ કોઈ કારણે આ શબ્દોનાં ઉચ્ચારણમાં અંતર હોઈ શકે છે.

## સંખ્યાવાચક વિશેપણ

સંખ્યાવાચક વિશેપણોના બે ભેદો છે :–

અનિશ્ચિત–સંખ્યાવાચક, અને નિશ્ચિત સંખ્યાવાચક.

**અનિશ્ચિત સંખ્યાવાચક**–થોડું, ઘણું, ઝાઝું, કેટલાક, ઈત્યાદિ

**નિશ્ચિત સંખ્યાવાચક**–એક, બે, ત્રણ, ઇત્યાદિ.

**સંખ્યાંશવાચક**–પા, અર્ધું, પોણું, સવા, દોઢું, અઢી, સાઢા, સવાયું ઇત્યાદિ.

**સંખ્યા–આવૃત્તિવાચક**–એકવડું, બેવડું, બમણું, બેગણું ત્રેવડું, ત્રમણું, ત્રણગણું, ચોવડું, ચોમણું, ચારગણું, પાંચવડું, પાંચગણું, છગણું, સાતગણું, આઠગણું, નવગણું, દશગણું ઇત્યાદિ.

**વાર શબ્દ ઉમેરીને પણ**–એકવાર, બેવાર, ત્રણવાર, ચારવાર ઇત્યાદિ.

આ આખું પ્રકરણ ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે.

## કારક

**ક્રિયાની સાથે જેનો સાક્ષાત્ સંબંધ હોય તે કારક કહેવાય છે.**

કારક ૬ છે. કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અધિકરણ આ છહેનો ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ હોય છે. જેમકે–

૧. હું જાઉં છું. અહીં હું કર્તાનો જવું ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ છે.

૨. હું દેવને જોવું છું. અહીં જોવાની ક્રિયા હું કરે છે અને જુવે છે દેવને, દેવની સાથે પણ ક્રિયાનો સાક્ષાત્ સંબંધ હોવાથી દેવ કર્મ.

૩. **હું કલમ વડે લખું છું.** અહિં હું કર્તા છે. કલમ સાધન છે. એટલે કરણ છે. કલમ સાથે લખવાનો સાક્ષાત્ સંબંધ છે, તેથી કલમ કરણ છે.

૪. **હું રામને પુસ્તક આપું છું.** અહીં પુસ્તક રામને અપાય છે, એટલે ક્રિયા સાથે સાક્ષાત્ સંબંધ રામનો છે, તેથી રામ સંપ્રદાન કારક.

૫. **હું શાલાથી આવું છું.** જો કે આવવાથી, શાલા સાથે સંબંધ રહેતો નથી. છતાં આવતાં પહેલાં તેની સાથે હુંનો સંબંધ હશે જ તેથી **શાલા** અપાદાન કારક.

૬. "**હું ઘરમાં છું**" અહિં ક્રિયાની સાથે સાક્ષાત્ સંબંધ ઘરનો છે, માટે ઘર અધિકરણ કારક.

ષષ્ઠી વિભક્તિનો ક્રિયાની સાથે સાક્ષાત્ સંબંધ હોતો નથી. માટે ષષ્ઠી વિભક્તિ કારકવિભક્તિ નથી. જેમકે **આ રામનો છોકરો છે.** અહી છે ક્રિયાની સાથે **રામનો** સંબંધ નથી, છોકરાનો સંબંધ છે. તેથી ષષ્ઠી વિભક્તિ કારકવિભક્તિ ન જ કહેવાય.

બીજું ઉદાહરણ– **રામનો છોકરો જાય છે.** આ વાકયમાં જવું ક્રિયાની સાથે સાક્ષાત્ સંબંધ રામનો નથી, છોકરાનો છે, જનાર છોકરો છે, રામ નહિ. તેથી ષષ્ઠી વિભક્તિ કારકવિભક્તિ નથી જ.

**કારકોનું નામ**

| કારક | વિભકિત |
|---|---|
| કર્તા | પ્રથમા |
| કર્મ | દ્વિતીયા |
| કરણ | તૃતીયા |
| સંપ્રદાન | ચતુર્થી |
| અપાદાન | પંચમી |
| અધિકરણ | સપ્તમી |

૧. કર્તા–વ્યાપારનો એટલે ક્રિયાનો આશ્રય કર્તા કહેવાય છે.

ઉદાહરણ–**રામ જાય છે.** અહીં ક્રિયા છે "જાય છે." જવાની ક્રિયાનો કરનાર રામ છે. તેથી આ વાકયમાં **રામ** કર્તા છે અને **જાય છે** આ ક્રિયા છે.

અહિ ગમનક્રિયાનો આશ્રય રામ છે, માટે આ વાકયમાં **રામ** કર્તા છે.

**નિયમ–કર્તામાં પહેલી વિભક્તિ વપરાય છે.**

**૨. કર્મ**–કર્તા જે વસ્તુને મેળવવા ઉત્કટ ઇચ્છા ધરાવે તે કર્મ.

ઉદાહરણ–**રામ વ્યાકરણ ભણે છે.** આ વાકયમાં **રામ** કર્તા છે. **ભણે છે** ક્રિયા છે. અહીં રામ વ્યાકરણ જ્ઞાન મેળવવાની ઉત્કટ ઇચ્છા ધરાવે છે, માટે **વ્યાકરણ કર્મ.** અથવા

ક્રિયા કરવાથી જે ફળ નિષ્પન્ન થાય, તેનો જે આશ્રય હોય તે કર્મ કહેવાય. એટલે **ફલાશ્રય કર્મ કહેવાય છે.** જેમકે–

**રામ ફલ ખાય છે.** આ વાકયમાં **રામ કર્તા** છે, કેમકે ખાવારૂપ જે ક્રિયા તેનો કરનાર તે જ છે.

**રામ શું ખાય છે?** આ પ્રશ્નનો ઉત્તર છે **ફલ.** એટલે ફલ કર્મ છે. ખાવું ધાતુનો અર્થ છે, કોઈ વસ્તુને મુખમાં નાખી, ચાવી, ગલાના નીચે ઉતારવું. રામ ચાવીને ગલાના નીચે ઉતારે છે ફલ ને, માટે ફલ કર્મ છે.

અથવા જે **ઈપ્સિતતમ** હોય તે કર્મ, **ઈપ્સિતતમ** એટલે જે વસ્તુને મેળવવાની ઉત્કટ ઇચ્છા હોય તે. ખાવા માટે ફલ મેળવવાની ઉત્કટ ઇચ્છા ખાનારને છે, તેથી **ફલ ઈપ્સિતતમ** છે અને તેથી તે કર્મ છે.

આ કર્મ ૬ પ્રકારનાં છે. નિર્વર્ત્ય, વિકાર્ય, પ્રાપ્ય, ઉદાસીન, દ્વેષ્ય, સંજ્ઞાન્તરથી અનાખ્યાત.

(૧) **નિર્વર્ત્ય**–કોઈ વસ્તુ નવી બનાવવી, જેમકે, **કુંભાર ઘટ બનાવે છે.** અહિં ઘટ નવો પેદા થાય છે. તેથી ઘટ નિર્વર્ત્ય કર્મ છે.

(૨) **વિકાર્ય**–જેમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થાય. જેમકે–**કાષ્ઠ ને ભસ્મ કરે છે.** અહીં કાષ્ઠ **વિકાર્ય કર્મ** છે. કેમકે કાષ્ઠને બાળીને ભસ્મ બનાવે છે. ભસ્મ નિર્વર્ત્ય કર્મ છે.

અથવા **તે ભાત પકાવે છે.** અહીં **ભાત** વિકાર્ય કર્મ છે. કેમકે ચોખામાં વિકાર થાય છે. એટલે કઠણ ચોખા જ્યારે પોચા થાય છે ત્યારે **ભાત** કહેવાય છે. કઠણ ચોખા વિકાર પામી કોમલ થાય છે, ત્યારે તે ભાત કહેવાય છે.

(૩) **પ્રાપ્ય**–કોઈ ક્રિયાથી જે વસ્તુ મેળવાય તે **પ્રાપ્ય કર્મ**. જેમકે–તે પુરુષાર્થથી **ધન મેળવે છે.** અહીં ધન પ્રાપ્ય છે.

(૪) ઉદાસીન–રામ નિશાળે જતાં પુષ્પ જુવે છે. અહીં નિશાળે જવું આ તો મુખ્ય કર્મ છે, પણ પુષ્પનું જોવું મુખ્ય કર્મ નથી. તેથી **પુષ્પ ઉદાસીન કર્મ** છે.

(૫) **દ્વેષ્ય**–જે ગમે નહિ તે દ્વેષ્ય. જેમકે **તે ચોરોને જુવે છે.** અહીં ચોરોને જોવાની ઇચ્છા નથી. કેમકે તે પ્રિય વસ્તુ નથી. તે દ્વેષની વસ્તુ છે. છતાં જોવાયી જાય છે, માટે **ચોર** દ્વેષ્ય છે.

**૩. ગૌણકર્મ**–જે વસ્તુને મેળવવાની ઇચ્છા ન હોય પણ કર્તાની ક્રિયાની સાથે તેનો પણ સંબંધ થયી જાય તો તે પણ કર્મ કહેવાય; પણ તે મુખ્ય કર્મ નહિ, **ગૌણકર્મ** કહેવાય.

ઉદાહરણ–**હરિ ગામ જતાં ફૂલને અડકે છે.** આ વાકયમાં હરિ કર્તા છે. તે ગામ જઈ રહ્યો છે, માટે **ગામ** કર્મ. ગામ ઈપ્સિતતમ છે. ફૂલ ઈપ્સિતતમ નથી, પણ તેને તે અડકે છે, તેથી તેનામાં પણ કર્મ વિભક્તિ.

નિયમ-મુખ્ય કર્મમાં અને ગૌણકર્મમાં પણ દ્વિતીયા વિભક્તિ હોય છે.

દ્વિષ્ટમાં કર્મ વિભક્તિ હોય છે.

ઉદાહરણ-તે વિષ ખાય છે. વિષ ઈપ્સિત નથી, ઈપ્સિતતમ પણ નથી. તે દ્વેષ્ય છે. જે આપણને ગમે નહિ, અને હાનિ પહોંચાડે તે દ્વેષ્ય. વિષભક્ષણ ઇષ્ટ નથી, છતાં તે ખાય છે. તેથી અનભીપ્સિતમાં પણ કર્મ વિભક્તિ એટલે દ્વિતીયા વિભક્તિ હોય છે.

૪. કરણ-કર્તા જે સાધનથી કોઈ ક્રિયા કરે છે, તે સાધન-કરણ.

ઉદાહરણ-રામ કલમથી લખે છે. અહિં લખવાનું સાધન કલમ છે, તેથી કલમ કરણ વિભક્તિ.

રામ હાથથી કલમ વડે લખે છે. આ વાક્યમાં બે કરણ વિભક્તિ છે. હાથ અને કલમ. તેથી બન્ને કરણ કારક છે.

કરણમાં તૃતીયા વિભક્તિ લાગે છે.

થોડાં સ્થળો આવાં છે જ્યાં કરણ ન હોવા છતાં તૃતીયા વિભક્તિ લાગે છે જેમકે:

૧. હું ધર્મે વૈષ્ણવ છું.-મારો ધર્મ વૈષ્ણવ છે.

૨. તે વિચારે કાંગ્રેસી છે.-તેનો વિચાર કાગ્રેસનો છે. એટલે તે કાંગ્રેસી છે.

૩. કૃષ્ણ રંગે કાલો છે-કૃષ્ણનો રંગ કાલો છે. એટલે કૃષ્ણ કાલા રંગનો છે.

૪. રામ સ્વભાવે સરળ છે-રામનો સ્વભાવ સરલ છે. એટલે તે સરળ સ્વભાવનો છે.

૫. તે ગોત્રે ગાર્ગ્ય છે-તે ગાર્ગ્ય ગોત્રનો છે. તે ગાર્ગ્યગોત્રવાળો છે.

૬. તે આંખે કાણો છે—તે આંખથી કાણો છે, એટલે તેને એક આંખ નથી.

૭. તે આંખે આંધળો છે—એટલે તેને બન્ને આંખો નથી.

૮. તે દેખાવે સારો છે—તેનો દેખાવ સારો છે.

૯. તે રૂપે અને શરીરે સારો છે—એટલે તેનાં રૂપ અને શરીર બન્ને સારા છે.

૧૦. ઝીણા તાપે ભાતને પકવા દો—ઝીણા તાપથી ભાતને પકાવો.

૫. હેતુ દર્શાવવા માટે ત્રીજી વિભક્તિ આવે છે.

ઉદાહરણ-તે ભૂખે ભટકે છે. એટલે ભૂખથી ભટકે છે. અહીં ભટકવામાં ભૂખ હેતુ છે.

ઘણા પરિશ્રમે સફળતા મળે છે—એટલે ઘણા પરિશ્રમ વડે સફળતા મળે છે.

પરિમાણ કહેનારો શબ્દ ત્રીજી વિભક્તિમાં આવે છે.

શેરે ચાર આના મજૂરી—અહીં શેર શબ્દ પરિમાણવાચક છે, એટલે એક શેર ઉપાડવાથી મજુરી ચાર આના મળે છે.

દીઠ શબ્દ વાપરીને પણ ત્રીજી વિભક્તિનો અર્થ કહેવાય છે.

મણ દીઠ ચાર પૈસા મજૂરી.

સાથે શબ્દ ન વપરાયો હોય છતાં સાથનો અર્થ સમજાતો હોય ત્યારે પણ તૃતીયા વિભક્તિ લાગે છે.

તે ખાલી હાથે ઘરે આવ્યો—ખાલી હાથે એટલે ખાલી હાથ સાથે.

*૬. કાર્દન્તિક સકર્મક ક્રિયાના ભૂતકાળમાં કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે.*

ઉદાહરણ—મેં તેને કહ્યું—કહેવું સકર્મક ક્રિયા છે, અહીં ભૂતકાલ છે. ભૂત કૃદતનું રૂપ છે મેં આ ત્રીજી વિભક્તિ છે.

મેં તે જોયેલું, મેં જોયેલું તે-ભૂત કૃદંતનો કર્તા ત્રીજી વિભક્તિમાં.

નોંધ—જો અકર્મક ધાતુથી બનેલ ભૂત કૃદંત હોય તો કર્તા પહેલી વિભક્તિમા આવે છે

ઉદાહરણ—હું સૂતો, હું ઊંઘ્યો, હું ગયો, હું ઊઠ્યો, ફૂલ ખીલ્યું, સૂતેલો માણસ, ખીલેલું ફૂલ.

૬. જો સકર્મક ધાતુથી બનેલ ભૂતકૃદત હોય તો ત્રીજી વિભક્તિ કર્તામાં આવે છે પણ ત્યારે કર્તા પછી **થી** લગાડાય છે. અને તે કૃદંત રૂપથી શક્યાર્થ જણાતો હોય છે.

ઉદાહરણ—મારાથી બોલાતું નથી. બોલી શકાતું નથી.
તારાથી લખાતું નથી. લખી ,, ,,
તેનાથી પગે ચલાતું નથી. ચાલી ,, ,,
મારાથી બોલાયી ગયું
મારાથી આ શબ્દ બોલાયી ગયો
રામથી રડાયી ગયું
તેનાથી હસાયી ગયું
રામથી હંસી પડાયું
રામથી રડી પડાયું

આવા પ્રયોગોમાં થી તૃતીયા વિભક્તિનું ચિહ્ન છે. મારા વડે, રામ વડે ઇત્યાદિ પણ લખાય અને બોલાય.

અને બોલાયી, રડાયી, હંસાયી, હંસી, રડી ઇત્યાદિ શબ્દો ભાવવાચક શબ્દો છે. દીર્ઘ ઈ ધાતુ આગળ લગાડીને ભાવવાચક શબ્દો બને છે.

ખાયી ગયો-ગયી
ખવાયી ગયો
જોયી ગયો-ગયી
જોવાયી ગયો, ગયી, ગયું
લખી ગયો
લખાવી ગયો, ગયી, ગયું

આવા શબ્દોમાં વિલક્ષણતા છે, તે આ છે :

૧. સામાન્ય ધાતુ પછી જો **યી** પ્રત્યય લાગે છે તો તે ભાવવાચક શબ્દ બને છે અને તેની આગળ ધાતુનું ભૂતકાળનું કૃદંત આવે છે. અને તે **યી** પ્રત્યયાંત શબ્દ અવ્યય બની જાય છે. તેમાં વિકાર થતો નથી.

અને આવા પ્રયોગથી આકસ્મિક ઘટનાની પ્રતીતિ થાય છે. અને બીજો અર્થ સામાન્ય ભૂતકાળની પણ પ્રતીતિ થાય છે.

**ખાયી ગયો**–ખાવાની ઇચ્છા ન હતી પણ ખવાયી ગયું.

**આવી ગયો**–આવવાની ઇચ્છા ન હતી છતાં આવી ગયો.

**મને કોઈ ખબર ન હતી, પણ તે તો આવી ગયો** અહીં આકસ્મિક આગમનની પ્રતીતિ થાય છે.

**હસી પડાયું**–ઇચ્છા ન હતી, છતાં હસી પડાયું.

**મારાથી કંઈ થઈ શકશે નહિ**–અહીં મારાથી એટલે મારા વડે.

એક જ ઘાયે ત્રણ, ચાર, પાંચ કટકા કર્યાં.
એક જ હાથે આટલાં કાર્યો કર્યાં.
આ બધાં ત્રીજી વિભક્તિનાં ઉદાહરણો અને પ્રયોગો છે.

## સંપ્રદાન–ચતુર્થી વિભક્તિ

**નિયમ–૧. કોઈને કોઈ વસ્તુ આપવી હોય, આપી**

અપાતી હોય, તો જેને અપાય છે, તે સંપ્રદાન કહેવાય છે. અને તેમાં ચતુર્થી વિભક્તિ થાય છે.

ઉદાહરણ–તે રામને પુષ્પ આપે છે.
ભિક્ષુકને ભીખ આપે છે.

નિયમ–૨. કોઈ વસ્તુ જેના માટે હોય તે સંપ્રદાન, અને તેમાં ચતુર્થી વિભક્તિ.

ઉદાહરણ–આ પુસ્તક રામમાટે છે.

મારા માટે શું લાવ્યા? અહીં અર્પણ કરવાનો ભાવ છે.

તેના માટે હું શું કરી શકું એમ શું? તેના માટે એટલે તદર્થે.

મોહન ખાવા જાય છે, એટલે મોહન ખાવા માટે જાય છે. આ તુમર્થ ચતુર્થી કહેવાય.

તાદર્થ્ય ચતુર્થીનાં મુખ્ય ઉદાહરણો–

૧. તેલ માટે તલ.
૨. વીંટી માટે સોનું.
૩. ઘટ માટે મૃત્તિકા.

ચતુર્થી વિભક્તિનો ને, માટે આ પણ અર્થો છે. તેમ જ સારૂ, કાજે પણ અર્થ છે. એટલે ચતુર્થી વિભક્તિની સાથે આનો પ્રયોગ થાય છે. એટલે આની સાથે ચતુર્થી વિભક્તિ આવે છે.

ઉદાહરણ–દીન સારૂ દાન આપો.
ગાય કાજે આ ઘાસ છે.

વા

નિયમ–કોઈ પણ ધાતુના અંતે વા લગાડવાથી ચતુર્થી વિભક્તિનો અર્થ સમજાય છે.

ઉદાહરણ–જમવા ચાલો, લખવા બેઠો, ખાવા ગયો. એટલે જમવા માટે ચાલો, લખવા માટે બેઠો, ખાવા માટે ગયો.

અપાદાન

**નિયમ–૧.** જ્યાંથી કોઈ વસ્તુ છૂટી પડતી હોય તે અપાદાન. અપાદાનમાં પાંચમી વિભક્તિ થાય છે.

ઉદાહરણ–ઝાડથી ફૂલ પડે છે.
પર્વતથી સિંહ નીચે ઊતરે છે.

**નિયમ–૨.** હેતુ બતાવવા માટે અપાદાન વપરાય છે.

માંદગીથી તે નિશાળે જતો નથી. અહીં નિશાળે ન જવામાં કારણ માંદગી છે. તેથી તેનામાં પંચમી.

ભૂખથી તે પીડાય છે. અહિં પિડાવામાં ભૂખ નિમિત્ત છે. તેથી તેની સાથે પંચમી વિભક્તિ

**નિયમ–૩.** બીવું, કંટાળવું, બચવું આ અર્થવાળા ધાતુ સાથે જેનાથી બીક લાગે કે કંટાળો આવે તેવામાં પંચમી.

ઉદાહરણ–દુષ્ટથી તે બીવે છે. અહીં દુષ્ટમાં પંચમી.
આ કામથી તે કંટાળે છે. અહીં કામમાં પંચમી
તે પાપથી બચે છે. અહીં પાપ સાથે પંચમી.
નિર્ધનતાથી કંટાળી નદિયે પડયો. અહીં નિર્ધનતા સાથે પંચમી વિભક્તિ છે.

**નિયમ–૪.** દૂર શબ્દ અને દૂર અર્થવાળા શબ્દો સાથે પંચમી વિભક્તિ આવે છે.

ઉદાહરણ–ગામથી દૂર. અસત્યથી પૃથક્ રહો. નદી ગામથી દૂર છે. તમો પાપિયોના સંગથી બચો.

**નિયમ-૫. બચાવવા અર્થવાળા શબ્દ કે ધાતુ સાથે જેનાથી બચાવે તેનામાં પંચમી.**

ઉદાહરણ-સદ્‌વિચાર કે સદાચાર અને સત્સંગ અધર્મથી બચાવે છે.

**નિયમ-૬. જેનાથી શ્રેષ્ઠતા બતાવવી હોય તેનામાં પંચમી.**

ઉદાહરણ-પિતાથી માતા શ્રેષ્ઠ છે, એટલે પિતા કરતાં માતા શ્રેષ્ઠ છે.

**નિયમ-૭. જેનાથી થાકિયે, ગ્લાનિ અનુભવિયે તેની સાથે પંચમી.**

ઉદાહરણ-તે ભણવાથી થાક્યો છે.

**નિયમ-૮. વારવું કે નિવારવું અર્થવાળા શબ્દ કે ધાતુની સાથે પંચમી.**

ઉદાહરણ-રામ તેને પાપથી વારે છે, સત્ય અસત્યથી દૂર કરે છે.

**નિયમ-૯. જેનાથી કોઈ વસ્તુ ઉત્પન્ન થાય તેનામાં પંચમી.**

ઉદાહરણ-ધર્મથી સુખ અને શાંતિ થાય છે.
પરિશ્રમથી ધન મળે છે.
હિમાલયથી-ગંગોતરીથી ગંગાનદી નીકળે છે.

**નિયમ-૧૦. અન્ય, ભિન્ન, બીજું આની સાથે અને આવા અર્થવાળા શબ્દોના યોગમાં જેનાથી ભિન્નતા બતાવવી હોય તેનામાં પંચમી.**

ઉદાહરણ-હે ઈશ્વર તારાથી અન્ય, ભિન્ન, બીજો મારો કોઈ સહારો નથી.

## ષષ્ઠી વિભક્તિ

**નિયમ-૧.** કોઈ પણ પ્રકારનો સંબંધ બતાવવા માટે ષષ્ઠી એટલે છઠ્ઠી વિભક્તિ વપરાય છે.

**જેમકે**-રામનો છોકરો, તારી બહેન, તેગનાં પુસ્તકો, મારું ઘર, મોહનની કલમ, તારા ગુરુ.

**નિયમ-૨.** આવા સંબંધો બનાવવા માટે તદ્ધિત પ્રત્યયોનો પણ ઉપયોગ કરવામાં આવે છે.

**જેમકે-દરિયાથી માછલી, શેતાની કામ, દાશરથિ.**
દશરથનો પુત્ર.
તદ્ધિતપ્રત્યયોના સંબંધમાં આગળ કહેવામાં આવશે.

**નિયમ-૩.** વિશે શબ્દની સાથે ષષ્ઠી.

ઉદાહરણ-તેના વિશે બધાંનું એક મત છે,
ભગવાનના વિશે (વિષયમા) કોઈ કંઈ જાણતો નથી.

**નિયમ-૪. નીચે કે ઉપર શબ્દની સાથે ષષ્ઠી.**

**જેમકે**-પર્વતના નીચે નદી વહે છે,
ઝાડના ઉપર મોર બેઠો છે.

## અધિકરણ—સપ્તમી વિભક્તિ

અધિકરણ-કર્તૃદ્વારા અથવા કર્મદ્વારા ક્રિયાનો જે આશ્રય તે અધિકરણ. અધિકરણ એટલે આધાર.

અધિકરણ-ત્રણ પ્રકારના હોય છે.

***ઔપશ્લેષિક, વૈષયિક, અભિવ્યાપક,**

ઔપશ્લેષિક-ઉપશ્લેષ એટલે સંયોગઆદિ સંબંધ. સયોગાદિસંબંધ-

---

* उपश्लेषस्य चाभेदस्तिलाकाशकटादिषु ।
उपकारास्तु भिद्यन्ते संयोगिसमवायिनाम् ॥
अविनाशो गुरुत्वस्य प्रतिबन्धे स्वतन्त्रता ।
दिग्विशेषादवच्छेद इत्याद्या भेदहेतव. ॥
× उपकार· सम्बन्ध· ।

પ્રયોજ્ય આધાર તે ઉપશ્લેષ કહેવાય છે અર્થાત્ આધારના કોઈ પણ અવયવ સાથે આધેયનો સંબંધ-હોય તો તે ઉપશ્લેષ કહેવાય છે. ઉપશ્લેષ સંબંધી ઔપશ્લેષિક કહેવાય છે.

ઉદાહરણ—

**ઔપશ્લેષિક-તે સાદરી પર બેસે છે.** બેસનાર માણસ આખી સાદરી પર બેસતો નથી. તેના કોઈ એક દેશમાં બેસે છે. તેથી બેસનારનો સાદરી સાથે ઔપશ્લેષિકસંબંધ હોય છે.

**વૈષયિક-વિષયના સંબંધથી જે આધાર તે.** સંયોગ સંબંધ અને સમવાય સંબંધથી ભિન્ન સંબંધથી જે અધિકરણ તે વૈષયિક અધિકરણ કહેવાય છે.

'ઉદાહરણ-**સ્થાલીમાં ભાત પકાવે છે.** અહીં સ્થાલી અધિકરણ છે. તેમાં સપ્તમી વિભક્તિ થયી છે. સ્થાલી અને ઓદનનો આધાર-આધેય સંબંધ છે.

અહીં ઓદન (ચોખા) કર્મ છે. તેથી કર્મદ્વારા સ્થાલી સાથે સયોગસંબંધ છે. માટે કર્મ જે ઓદન, તેના આધાર સ્થાલી છે. તેથી સ્થાલી અધિકરણ છે.

(૨) રૂપમાં રૂપત્વ છે.
શરીરમાં ચેષ્ટા છે.
નદીમાં જળ છે.
વૃક્ષોપર પક્ષિયો છે.

**અભિવ્યાપક-જ્યાં સર્વાંશમાં વ્યાપ્તિ હોય તે.**

જેમકે-તલોમાં તેલ છે.

દહિમાં ઘી છે.
સૌમાં આત્મા છે.

તેલ તળનાં કોઈ ભાગમાં નથી રહેતું, આખા તલમાં રહે છે. આવી રીતે ઘી પણ દહિંના કોઈ એક દેશમાં નહિ, સર્વદેશમાં રહે છે.

આત્મા પણ સૌમાં જ હોય છે.

તે ઘરમાં છે,

હું ધાબે છું,

જલમાં માછલિયો છે. ઇત્યાદિ ઉદાહરણો પણ સમજવાં.

## સમાસ

સમાસ પણ વ્યાકરણનું એક અંગ છે. પ્રાય: પ્રત્યેક ભાષામાં થોડાઘણા સમસ્ત (સમાસવાળા) શબ્દો વપરાયેલા હોય છે. ગુજરાતી ભાષામાં પણ સમાસનો ઉપયોગ થયેલો છે, પણ તે સંસ્કૃત શબ્દો જ છે. ગુજરાતી ભાષામાં સમાસ અલ્પ છે. તેથી આ વિષય અહીં સંક્ષેપમાં લખાય છે.

**સમાસ શબ્દનો અર્થ છે સંક્ષેપ. લંબાણને ટુંકું કરવું તે સંક્ષેપ, તે જ સમાસ. જેમ કે—**

**માતા અને પિતા** અહીં ૬ અક્ષરો છે. **માતાપિતા** જો એક શબ્દ થઈ જાય તો ૪ અક્ષરો જ ત્યાં રહેશે. આ સંક્ષિપ્ત શબ્દ.

માતા, પિતા આ બન્ને જો અલગ અલગ રહે તો બે પદ ગણાય. સમાસ કર્યા પછી બે પદનું એક પદ થઈ જાય છે. ૧૦, ૨૦, ૫૦ અને આથી પણ અધિક પદોના સમાસ કર્યા પછી એક જ પદ બની જાય છે. **ઘણા પદોનું એક પદ બની જવું તે જ સમાસ.**

### સમાસના ભેદો

સામાન્ય રીતે સમાસ ૭ પ્રકારના હોય છે. યથા—

અવ્યયીભાવ,[1] તત્પુરુષ,[2] કર્મધારય,[3] દ્વિગુ,[4] બહુ-વ્રીહિ,[5] દ્વન્દ્વ,[6] ઉપપદ.[7]

એક કેવલ સમાસ હોય છે, તેને ભેગા કરિયે તો સમાસના આઠ પ્રકાર થયી જાય છે.

પણ સંક્ષેપમાં સમાસના પાંચ જ પ્રકાર રહે છે :–

* ૧–અવ્યયીભાવ, ૨–તત્પુરુષ, ૩–દ્વિગુ, ૪–દ્વન્દ્વ અને ૫–બહુવ્રીહિ. આ પાંચમાં જ ઉપર ગણાવાયેલા બધા પ્રકારો અંતર્ગત થયી જાય છે.

આ પાંચેનાં પૃથક્ પૃથક્ લક્ષણ આ પ્રમાણે છે–

| | |
|---|---|
| ૧–પૂર્વપદનો અર્થ જે સમાસમાં મુખ્ય હોય તે | અવ્યયીભાવ |
| ૨–ઉત્તરપદનો ,, ,, ,, | તત્પુરુષ |
| ૩–પૂર્વપદ સંખ્યાવાચક હોય તો તે સમાસ | દ્વિગુ |
| ૪–ઉભયપદનો જ્યાં ભિન્ન ભિન્ન અર્થ હોય તે | દ્વન્દ્વ |

૫–જે બે પદોનો અથવા વધારે પદોનો સમાસ કરવો હોય તે બે અથવા વધારે પદોનો અર્થ મુખ્ય નહિ હોય, અને તે બે કે વધારે પદો જેનાં વિશેષણો હોય તે મુખ્ય જ્યારે બને, ત્યારે તે બહુવ્રીહિ સમાસ કહેવાય છે.

**અવ્યયીભાવ સમાસ :**

જે સમાસમાં પૂર્વ પદ અવ્યય હોય અને બીજું પદ સામાન્ય **નામ** હોય ત્યાં સમાસ કર્યા પછી બન્ને પદો મળીને એક આખું પદ બની જાય છે અને તે અવ્યય રહે છે. તેની આગળ વિભક્તિ આવતી નથી, તે સમાસ અવ્યયીભાવ કહેવાય છે, જેમ કે–

---

* द्वन्द्वो द्विगुरपि चाहं मद्गेहे सततमव्ययीभावः ।
तत्पुरुष कर्मधारय येन सदा स्यां बहुव्रीहिः ॥

પ્રતિદિન-દિન દિન, પ્રતિવર્ષ-દર વર્ષે, યથાયોગ્ય-યોગ્યતા અનુસાર, યથાક્રમ-ક્રમને અનુસરીને, યથાવિધિ-વિધિને અનુસરીને, આવી રીતે દરરોજ, સમક્ષ, પરોક્ષ ઇત્યાદિ.

તૃતીયા તત્પુરુષનું ઉદાહરણ :

હાથવણાટ-હાથ વડે વણેલ.
હાથશાલ-હાથથી ચાલતી શાલ.
બ્રહ્મલેખ-બ્રહ્માએ લખેલ લેખ
ઈન્દ્રિયજ્ઞાન-ઇન્દ્રિય વડે થતું કે થયેલું જ્ઞાન

નજરે જોયેલ
આંખે જોયેલ
કાને સાંભળેલ
} અહીં વિભક્તિનો લોપ થયો નથી, તેથી આ સમાસ અલુક્ સમાસ પણ કહેવાય છે.

પંચમી તત્પુરુષનું ઉદાહરણ :

સ્થાનભ્રષ્ટ-સ્થાનથી ભ્રષ્ટ
પદભ્રષ્ટ-પદથી ભ્રષ્ટ
ધર્મભ્રષ્ટ-ધર્મથી ભ્રષ્ટ

ષષ્ઠી તત્પુરુષનું ઉદાહરણ :

રાજમાતા-રાજાની માતા
રાજપુરુષ-રાજાનો માણસ
બડોદરાનરેશ-બડોદરાનો રાજા
સભાધ્યક્ષ-સભાનો અધ્યક્ષ
સભાપતિ-સભાનો પતિ
કૂપજલ-કૂવાનું જલ

કેટલાક વૈયાકરણો ષષ્ઠીતત્પુરુષના ઉદાહરણરૂપે **વનમાલી** શબ્દ મૂકે છે, પણ તે અશુદ્ધ છે. **વનમાલા** રૂઢ છે, વનમાલા 'જેની

પામે છે તે **વનમાલી.** **વનમાલા** શબ્દ સમાસાત નથી * **વનમાલી** શબ્દ તદ્ધિતાન્ત છે, આનો સમાસ કરવો હોય તો आपादलम्बिनी माला વનમાના આને **અસ્વપદવિગ્રહ** કહે છે સમાસમાં આવેના શબ્દો સાથે વિગ્રહ–સ્વપદવિગ્રહ કહેવાય છે, સમસ્ત પદોમા જે પદ ન હોય અને બહારથી લેવાય તે **અસ્વપદ વિગ્રહ** કહેવાય છે

**સપ્તમી તત્પુરુષ–કલાકુશલ–**કળામાં કે કલાઓમા કુશળ

**ઈશ્વરાધીન**–ઈશ્વરને અધીન (ઈશ્વરને વિષે અધીન આ અર્થ નથી) કર્મવીર ધર્મવીર, સ્વર્ગવાસ નરકવાસ, ઇત્યાદિ શબ્દોમા સપ્તમી તત્પુરુષ સમાસ છે

**નિર્ધારણસપ્તમી–પુરુષોમા ઉત્તમ–પુરુષોત્તમ.** નરોમા ઉત્તમ–**નરોત્તમ** આ નિર્ધારણ સપ્તમીસમાસ છે નિર્ધારણ, એટલે ઘણામાથી એકને ગુણ કર્મથી શ્રેષ્ઠ માની લેવો

**રાક્ષસોત્તમ**–એટલે રાક્ષસોમા ઉત્તમ ઉત્તમ એટલે શ્રેષ્ઠ શ્રેષ્ઠ ગુણોથી જ નહિ દુર્ગુણોથી પણ હોય છે **દુર્જનોત્તમ** પણ પ્રયોગ થાય છે

**ઉપપદ સમાસ**–એક સમાસ ઉપપદ હોય છે ઉપપદ એટલે જે પદના અંતે ક્રિયાવાચક શબ્દ હોય અને પૂર્વમા કર્મકારકમા કોઈ શબ્દ હો જેમકે–કુંભકાર=કુંભ કર્મ છે કાર ક્રિયાવાચક છે **કુંભને બનાવનાર.** આવી રીતે **સુવર્ણકાર, ચર્મકાર** ઇત્યાદિ

**કર્મધારય**–એક સમાસનુ નામ **કર્મધારય** હોય છે વસ્તુત તો આ પણ તત્પુરુષ જ છે પણ આમા વિશેષતા આ છે કે દ્વિતીયા

---

* आपादलम्बिनी माला वनमालेति ता विदु ॥ અથવા पत्रपुष्पमयी माला वनमाला प्रकीर्तिता ॥ પગસુધી જે માલા પહોંચે તે વનમાના કહેવાય છે, અથવા પત્રો અને પુષ્પોથી બનેલી માના વનમાના કહેવાય છે

તત્પુરુષથી સપ્તમી તત્પુરુષ સુધીમાં પૂર્વપદ અને પરપદની વિભક્તિ પૃથક્ પૃથક્ હોય છે, સમાન હોતી નથી.

પણ કર્મધારય સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદ સમાન વિભક્તિમાં જ હોય છે. સમાન વિભક્તિમાં હોવું તે **સમાનાધિકરણ** કહેવાય છે.

અને કર્મધારય સમાસ વિશેષણ-વિશેષ્ય પદોનો હોય છે. એક-વિશેષણ હોય છે. એક વિશેષ્ય હોય છે. ગુણ બતાવનાર શબ્દ વિશેષણ કહેવાય છે. જેનો ગુણ બતાવવામાં આવે તે વિશેષ્ય કહેવાય છે.

ઉદાહરણ-**નીલ+કમલ=**અહીં **નીલ** વિશેષણ છે. **કમલ** વિશેષ્ય છે. વિશેષણ પૂર્વમાં જ રહે છે વિશેષ્ય અંતમાં જ રહે છે. **નીલકમલ** આ સમસ્ત શબ્દ કહેવાય છે. **શ્વેત+તિલક=શ્વેતતિલક.**

**મહાપુરુષ**-મહાન્ પુરુષ, **મહાદેવ**-મહાન્ દેવ, **મહાજન**-મહાન્ જન, **મહાપ્રલય**-મહાન્ પ્રલય, **મહારાજ**-મહાન્ રાજા, **મહેશ**-મહાન્ ઈશ, **સતપુરુષ**-સારો પુરુષ. **કાપુરુષ**-કુત્સિત પુરુષ. અહીં સમાસ તો કુ શબ્દની સાથે થાય છે પણ કુ નો કા થયી જાય છે. **કદન્ન**-ખરાબ અન્ન. અહીં કુ ની સાથે અન્નનો સમાસ થયો છે પણ કુ ને કત્ થયીને કદન્ન બન્યો છે. દુર્જન, સુજન શબ્દો પણ કર્મધારય સમાસનો જ છે.

**ઉપમિત સમાસ**-જેના માટે કોઈ ઉપમા અપાયેલી હોય તે ઉપમિત કહેવાય છે. જેમકે-**મુખચંદ્ર**-મુખ ચંદ્ર જેવું આ આનો અર્થ છે. અહીં મુખ ઉપમિત છે. કેમકે મુખને ચંદ્રની ઉપમા અપાયેલી છે.

**દ્વિગુસમાસ :**

આ દ્વિગુસમાસ તત્પુરુષ સમાસનો જ એક ભેદ છે. જ્યારે પૂર્વપદ સંખ્યાવાચક હોય અને પરપદ તેથી ભિન્ન ગમે તે હોય, ત્યારે જે સમાસ થાય છે તે **દ્વિગુસમાસ** કહેવાય છે.

ઉદાહરણ—પંચપાત્ર—પાંચ પાત્રોનો સમૂહ,
ત્રિલોકી—ત્રણ લોકોનો સમૂહ, (અહીં અંતમાં અ ને ઈ થયેલ છે.)
ચતુર્વેદ—ચાર વેદોનો સમૂહ,
ત્રિકાલ—ત્રણે કાલોનો સમૂહ.

દ્વિગુસમાસ સદા સમાહારમાં જ હોય છે. સમાહાર એટલે સમૂહ. આ સમાસ સમૂહબોધક હોય છે. ગુજરાતી શબ્દો મને વધારે મળ્યા નથી.

**પાંચપટ્ટી, દુપટ્ટા, ત્રણડયોઢી, ત્રણદરવાજા** ઇત્યાદિ શબ્દો દ્વિગુસમાસના જ ઉદાહરણ છે.

આ સમાસના શબ્દો એકવચનમાં જ સંસ્કૃતમાં લખાય છે. ગુજરાતી ભાષામા રૂઢિપ્રમાણે આનો ઉપયોગ કરવો જોઈએ.

## દ્વન્દ્વ—સમાસ

**દ્વન્દ્વસમાસ**—જ્યાં બે કે બેથી વધારે શબ્દો **અને** થી જોડાય છે એટલે **અને અને** જ્યાં દરેક શબ્દના અંતે જોડાય છે, તે **દ્વન્દ્વ સમાસ** કહેવાય છે.

દ્વન્દ્વસમાસમાં, જે જે શબ્દોનો સમાસ હોય છે, તે બવા શબ્દો સ્વતંત્ર અને પ્રધાન હોય છે એટલે બધાનો પરસ્પર ભેદ હોય છે.

દ્વન્દ્વસમાસમાં બધાં પદોનો અર્થ પ્રધાન હોય છે.

ઉદાહરણ—રામ અને લક્ષ્મણ—રામલક્ષ્મણ. રામલક્ષ્મણ આવે છે, આ વાકયમાં રામ પણ આવે છે અને લક્ષ્મણ પણ આવે છે, એમ જણાય છે. આવવાની ક્રિયા બન્ને કરે છે, માટે બન્ને પ્રધાન છે.

આવી રીતે ગમે તેટલા શબ્દોનો દ્વન્દ્વસમાસ કરી શકાય છે અને બધા પ્રધાન રહેવાના છે.

ભૂખતરસ, હાનિલાભ, શીતોષ્ણ, માનાપમાન, કામક્રોધ, લોભ–મોહ, મદમત્સર, માતાપિતા, માબાપ, ભાઈબંધ, સ્ત્રીપુરુષ, ભાઈબહેન, પતિપત્ની, ગુરુશિષ્ય, ચેલાચેલી, દીકરાદીકરી, બ્રાહ્મણવાણિયા, ધંધો–વ્યાપાર, ખેતીવાડી ઇત્યાદિ શબ્દો દ્વન્દ્વસમાસના જ છે.

**બહુવ્રીહિ સમાસ :**

બહુવ્રીહિ સમાસ અન્યપદાર્થ પ્રધાન હોય છે. એટલે જે જે શબ્દોનો સમાસ કરવામાં આવે છે તેમના અર્થો મુખ્ય નથી રહતા, પણ તે સમસ્ત પદથી જેને કહેવામાં આવે છે તે મુખ્ય કે પ્રધાન હોય છે.

ઉદાહરણ :

**પીતાંબર**–અહીં **પીત** અને **અંબર** આ બે શબ્દોનો બહુવ્રીહિ સમાસ છે. આનો અર્થ છે **પીત** (પીળું) **અંબર** (વસ્ત્ર) છે જેને તે પીતાંબર. અહીં પીત અને અંબર શબ્દ મુખ્ય નથી, પણ તે પીત અંબર જેની પાસે છે તે મુખ્ય છે. આવી રીતે—

શ્વેતાંબર, ગોધન, ધર્મધન, ધીધન ઇત્યાદિ શબ્દોનો પણ સમાસ સમજવો.

અહીં ધ્યાનમાં રહે કે શ્વેતાંબર આદિ શબ્દોમાં કર્મધારય સમાસ પણ થઈ શકે છે. પણ ત્યારે આના અર્થો બદલાશે, ત્યારે **પીતાંબરનો** પીળું કપડું, **શ્વેતાંબરનો** સફેદ કપડું, **ગોધનનો** ગોરૂપધન, **ધર્મધનનો** ધર્મરૂપ ધન, **ધીધનનો** ધી એટલે બુદ્ધિરૂપ ધન, આવી રીતે અર્થ થશે.

ધ્યાનમાં રાખશો કે **બહુવ્રીહિસમાસાંત** શબ્દ વિશેષણ હોય છે. આનો વિશેષ્ય કોઈ અન્ય હોય છે.

ચતુર્ભુજ શબ્દ જો બહુવ્રીહિ સમાસનો શબ્દ હશે ત્યારે આનો અર્થ ચાર ભુજાવાળો એટલે ચાર ભુજા જેને છે તે, આ આનો

અર્થ થશે. અને જો અહીં દ્વિગુ સમાસ કરશે તો ચાર ભુજાઓનો સમૂહ આવો અર્થ થશે.

**લંબોદર**-લાંબું પેટવાળો, **દશમુખ**-દશ મુખવાળો, **વિધવા**-વિગત એટલે ચાલી ગયો છે કે મરી ગયો છે, ધવ-(પતિ) જેનો તે સ્ત્રી. **સધવા**-પતિ સાથે છે જેનો તે સ્ત્રી. **સગુણા** અથવા **સદ્‌ગુણા** (સારા ગુણોવાળી સ્ત્રી) ઇત્યાદિ બહુવ્રીહિ સમાસનાં ઉદાહરણો સમજવાં.

## તદ્ધિતપ્રત્યયાંત શબ્દ

જો કે ગુજરાતી ભાષામાં કે તેના વ્યાકરણમાં તદ્ધિત પ્રત્યયાંત શબ્દો નથી. પણ ગુજરાતી સાક્ષરો સંસ્કૃતભાષાના તદ્ધિતાન્ત શબ્દો લખ્યા કરે છે. અને કેટલીક વાર તો અત્યંત અશુદ્ધ લખે છે. જેમ કે **પૌર્વાત્ય**. આ શબ્દ તદ્દન અશુદ્ધ છે. **પૌરસ્ત્ય** શબ્દ શુદ્ધ છે. અહીં ઉપયોગ કરવા યોગ્ય તદ્ધિતાન્ત શબ્દોની એક પર્યાપ્ત સૂચી આપું છું. તે શબ્દોનો અર્થ પણ સાથે જ આપું છું. મને લાગે છે કે તદ્ધિતાન્ત શબ્દોના પ્રેમી ગુર્જર વિદ્વાનોને તેથી અનુકૂલતા પ્રાપ્ત થશે.

**મહાકુલીન**-મોટા કુલમાં ઉત્પન્ન થયેલા
**માહાકુલીન**- ,, ,,
**દુષ્કુલીન**-ખરાબ કુલમાં ,,
**પાંડવ**--પંડુના સંતાન
**કૌરવ**-કુરુના સંતાન
**કંઠ્ય**-કંઠમાં થનાર
**તાલવ્ય**-તાલુમાં થનાર
**મૂર્ધન્ય**-મૂર્ધા ,, ,,
**દંત્ય**-દાંતોમાં ,, ,,
**ઓષ્ઠ્ય**-ઓષ્ઠમાં ,,
**દંત્યોષ્ઠ્ય**-દાંત અને ઓષ્ઠમાં થનાર
**પ્રાચ્ય**-પૂર્વ દિશામાં થયેલું
**ઔદીચ્ય**-ઉત્તર દિશામાં ,,
**લૌકિક**-લોકસંબંધી
**પારલૌકિક**-પરલોકસંબંધી
**ઐહિક**-આ લોકસંબંધી

પાંચાલી-પંચાલ દેશના રાજાની પુત્રી
દ્રૌપદી-દ્રુપદ રાજાની પુત્રી
જાનકી-જનકપુત્રી
વૈદર્ભી-વિદર્ભની
માગધી-મગધની
શૌરસેની-શૂરસેનની
માહારાષ્ટ્ર-મહારાષ્ટ્રના લોકો
ગૌર્જર-ગુજરાતના લોકો,
ગૌર્જરી-ગુજરાતની ભાષા
પુંવત્-પુરુષ જેવું
સ્ત્રીવત્-સ્ત્રી જેવી
પૌત્ર-પુત્રનો પુત્ર
દૌહિત્ર-દીકરીનો પુત્ર
યામુન-યમુના નદી સંબંધી
અંતિમ-અંતનો
અન્ત્ય- ,,
અગ્રિમ-આગળનો
મધ્યમ-મધ્યનો
તાન્તુવાયિ-વણકરનો પુત્ર
કૌંભકારિ-કુંભારનો પુત્ર
પાંચાલ-પંચાલ દેશનો
માગધ-મગધ દેશનો
કાલિંગ-કલિંગ દેશનો
આવન્ત્ય-ઉજ્જૈનનો
કાષાય-કષાયથી રંગેલું વસ્ત્રાદિ

માંજિષ્ઠ-મંજીઠાથી રંગેલ
માનસિક-મનઃસંબંધી
શારીરિક-શરીરસંબંધી
શારીરક-આત્મસંબંધી
આર્મિક-મર્મવાળું
ધાર્મિક-ધર્મસંબંધી
વાર્ષિક-વર્ષસંબંધી
માસિક-માસને લગતું
દૈનિક-દિનને લગતું
ક્ષણિક-ક્ષણને લગતું
સ્વાભાવિક-સ્વભાવસંબંધી
નૈસર્ગિક-સ્વાભાવિક
પ્રામાણિક-ઇમાનદાર
વૈયવહારિક-વ્યવહારસંબંધી
વૈયાપારિક-વ્યાપારસંબંધી
વાસ્તવિક-સારું
લાક્ષણિક-લક્ષણસંબંધી (ઉત્તમ ભાષા)
તાત્કાલિક-તેજ સમયમાં થનાર
રસિક-રસવાળો
પથિક-યાત્રી
ધનિક-ધનવાન
વાચિક-વચનસંબંધી
લૌકિક-લોકસંબંધી
પારલૌકિક-પરલોકસંબંધી

યામુન–યમુનાસંબંધી
નાર્મદ–નર્મદાસંબંધી
ગાંગેય–ગંગાસંબંધી
વૈનતેય–વિનતાનો પુત્ર ગરુડ
માનુષ–મનુષ્યસંબંધી
માનુષ્ય– ,,
દુષ્કુલીન–ખરાબ કુલમાં પેદા થયેલ

પ્રાચ્ય–પૂર્વ દિશામાં થયેલ
ઔદીચ્ય–ઉત્તર દિશામાં થયેલ
દાક્ષિણાત્ય–દક્ષિણ દેશનો
પૌરસ્ત્ય–પૂર્વ દેશનો
આદિમ–આરંભનો
અંતિમ–અંતનો
અગ્રિમ–આગળનો
મધ્યમ–મધ્યનો

—:o:—

# ગુર્જર-શબ્દાનુશાસન

## ઉત્તરાર્ધ

## ક્રિયાપદ

ધાત્વર્થ ક્રિયા કહેવાય છે.

વ્યાપાર, ભાવના, ઉત્પાદના આ બધા શબ્દોથી ક્રિયા જ કહેવાય છે.

ક્રિયા બે પ્રકારની હોય છે : ૧. સાધ્યા, ૨. સિદ્ધા.

૧. ધાતુવાચ્ય ક્રિયા સાધ્યા ક્રિયા કહેવાય છે. આ જ અસત્ત્વરૂપા પણ કહેવાય છે. તે જાય છે આ સાધ્યા ક્રિયાનું ઉદાહરણ છે,

૨. કૃદંત પ્રત્યયોથી પ્રતિપાદ્ય ક્રિયા સિદ્ધા ક્રિયા કહેવાય છે. આજ સત્ત્વરૂપા પણ છે.

સાધ્યા–જેના અર્થ સમજવા માટે બીજી ક્રિયાની આવશ્યકતા ન પડે તે સાધ્યા, અથવા જેમાં લિંગ અને સંખ્યાનો અન્વય ન હોય તે.

સિદ્ધા–જેના અર્થ સમજવા માટે બીજી ક્રિયાની આવશ્યકતા પડે તે સિદ્ધા, અથવા જેમાં લિંગ અને સંખ્યાનો અન્વય હોય તે.

ધાતુથી ક્રિયાપદ બને છે. એટલે ક્રિયાપદ જેનાથી બને છે તે ધાતુ કહેવાય છે.

---

यावत्सिद्धमसिद्धं वा साध्यत्वेनाभिधीयते ।
आश्रितक्रमरूपत्वात् सा क्रियेत्यभिधीयते ॥
गुणीभूतैरवयवैः समूहः क्रमजन्मनाम् ।
बुद्ध्या प्रकल्पिताभेदः क्रियेतिव्यपदिश्यते ॥

ધાતુથી ક્રિયાપદ બનાવવામાટે અમુક પ્રત્યયો જોઈએ. તે પ્રત્યયો આગળ લખાશે.

કાલના ભેદથી ક્રિયાભેદ પણ થાય છે અને ક્રિયાપદના રૂપમાં પણ ભેદ થાય છે.

કાલ ત્રણ છે : **વર્તમાન, ભૂત, ભવિષ્યત્**

**વર્તમાનકાલ**–જે કાલમા કોઈ ક્રિયા થતી હોય તે વર્તમાન કાલ કહેવાય છે.

વર્તમાનકાલના ચાર પ્રકાર છે :

૧. પ્રવૃત્તોપરત, ૨. વૃત્તાવિરત, ૩. નિત્યપ્રવૃત્ત, ૪. સામીપ્ય.

**૧. પ્રવૃત્તોપરત**–એટલે પહેલાં જે ક્રિયા થતી રહેતી હોય તેનું ઉપરત થયી જવું તે.

જેમકે–**તે અત્યારે અન્ન નથી ખાતો**, આનાથી આમ સમજાય છે કે પહેલાં તે અન્ન ખાતો જ હશે, પણ અત્યારે નથી ખાતો.

**૨. વૃત્તાવિરત**–થયીને ફરી ફરી થવું તે **વૃતાવિરત** કહેવાય છે.

" જેમકે–**અહીં બાળકો રમે છે.** અત્યારે અહીં બાળકો રમતા નહિ હોય, પણ કોઈ, કોઈ માણસને સ્થલ બતાવે છે કે અહીં બાલકો રમે છે. એટલે બાલકોના રમવાનું આ સ્થાન છે.

**૩. નિત્યપ્રવૃત્ત**–જેમકે, **પર્વતો છે.** પર્વતો આજથી જ નથી. અજ્ઞાતકાલથી જ છે. માટે આને **નિત્યપ્રવૃત્ત** કહે છે.

**૪. સામીપ્ય**–સામીપ્ય એટલે પાસે હોવું તે.

**સામીપ્ય** બે પ્રકારનાં હોય છે. ૧. **ભૂતસામીપ્ય** અને ૨. **ભવિષ્યત્સામીપ્ય.**

કોઈયે કોઈને પૂછ્યું કે તું કાશીથી ક્યારે આવ્યો ? " ક્યારે આવ્યો " એમ પૂછવાથી આ તો સ્પષ્ટ છે કે તેની આવવાની ક્રિયા

ર્તમાન નથી, ભૂત થયી ગયી છે. ન્ઝનાં તેની થકાવટ આદિ હજી પણ તેના શરીરમાં છે, તેથી તે કહે છે કે "હું હમણાં જ આવું છું." માટે આ વર્તમાનકાલ ભૂતસામીપ્ય કહેવાય છે.

ભવિષ્યત્સામીપ્ય–કોઇએ કોયીને પૂછ્યું : તું કાશી ક્યારે જાય છે અથવા જયીશ? તે ઉત્તર આપે છે કે "હું આ જાવું છુ." હજી જતો નથી, જવાનો છે. માટે આ વર્તમાન ભવિષ્યત્સામીપ્ય કહેવાય.

૨. ભૂતકાલ–જે કોઈ ક્રિયા પૂર્વે જે કાલમાં થયી ગયી હોય તે ભૂતકાલ કહેવાય છે.

૩. ભવિષ્યત્કાલ–વર્તમાનકાલથી ઉત્તરકાલમાં જેની ઉત્પત્તિ થાય તે ભવિષ્યત્કાલ કહેવાય છે.

વર્તમાન–ભૂત–ભવિષ્યત્–ક્રિયા બનાવવાની રીત–

ધાતુ કોને કહે છે, તે તમે સમજી ગયા છો. આ ધાતુવોથી પર પ્રત્યયો આવે છે, તેઓ ત્રણે કાલોની ક્રિયા બનાવે છે.

પ્રત્યય એટલે ધાતુ આગળ જે કંઈ મૂકવાથી ક્રિયાપદ બની જાય છે તે.

પ્રત્યય ચાર પ્રકારના હોય છે. ૧. વિભક્તિ, ૨. ધાત્વંશ, (તિઙ્) ૩. તદ્ધિત, ૪. કૃત્. આ પ્રત્યયો પ્રકૃતિથી પર મૂકાય છે. નામની આગળ પદ બનાવવા માટે જે કંઈ ને, ઓ આદિ મૂકાય છે તે વિભક્તિ

ધાતુની આગળ ક્રિયાપદ બનાવવા માટે જે પ્રત્યયો આવે છે તે ધાત્વંશ અથવા તિઙ્ કહેવાય છે.

તદ્ધિત પ્રત્યયો નામની આગળ એટલે પર મૂકાય છે.

પ્રકૃતિ એટલે કોઈ અર્થ જણાવવા માટે અમુક શબ્દ એટલે પ્રત્યય જેનાથી પર મૂકાય છે, તે પ્રકૃતિ કહેવાય છે.

પણ તદ્ધિત પ્રત્યયોમાંથી કેટલાક પ્રત્યયો આવા છે કે જે પ્રકૃતિથી પૂર્વ મુકાય છે. પણ તે સંસ્કૃત ભાષામાં જ.

ધાતુથી ક્રિયારૂપ બનાવવા માટે દરેક કાલ અને વચનના પ્રત્યય ભિન્ન ભિન્ન છે.

## પુરુષ

ક્રિયાવોની સાથે કર્તાનો નિર્દેશ થાય છે. તે કર્તા જ **પુરુષ.** તે પુરુષ ત્રણ હોય છે: પ્રથમ પુરુષ, મધ્યમ પુરુષ, ઉત્તમ પુરુષ. ગુજરાતી ભાષામાં આને **ત્રીજો પુરુષ, બીજો પુરુષ અને પહેલો પુરુષ** કહે છે.

કોઈ પણ ક્રિયાના કર્તા ત્રણ જ હોઈ શકે છે. હું, અમે; તું, તમે અને તે. અથવા હું, અમે, તું, તમે થી અતિરિક્ત ગમે તે અને તેટલાં.

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | હું | તું | તે |
| બહુવચન | અમે | તમે | તેવો |

જે માણસ કોયીની સાથે વાતો કરતો હોય, તે વાત કરનાર માણસ **પહેલો પુરુષ** (હું અને અમે).

જેની સાથે વાતો કરતો હોય તે **બીજો પુરુષ** (તું અને તમે). જેના સંબંધમાં વાતો થતી હોય તે **ત્રીજો પુરુષ.**

### ધાતુના પ્રત્યયો (વર્તમાન કાલ)

વ્યંજનાંત ધાતુઓથી પર જેને લગાડવાથી એટલે મૂકવાથી વર્તમાન કાલનું ક્રિયાપદ બને છે તે પ્રત્યયો આ છે.

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| **એકવચન** | ઉંછું | એછે–ઉંછું | એછે |
| **બહુવચન** | ઈયેછિયે | ઓછો. | એછે. |

સૂચના–કોઈ પણ ધાતુ આગળ પ્રત્યયો લાવવા હોય તો મૂલ-ધાતુના અંતે રહેલ વું ને અને તેના પૂર્વે રહેલા સ્વરનો લોપ કરો.

ઉદાહરણ–

ભણવું ધાતુ–ભણની આગળ વું છે, તેનો લોપ કરો. રહેશે ભણ. ભણના અંતે પણ અ છે. તેનો પણ લોપ કરો. રહેશે ભણ્. આ ભણ્થી જ બધા પ્રત્યયો આવશે. ભણ્ ધાતુનાં વર્તમાનકાલનાં સ્પષ્ટ રુપો આ પ્રકારનાં છે–

| | | |
|---|---|---|
| ભણુંછું | ભણુંછું, ભણેછે | ભણેછે |
| ભણિયેછિયે | ભણોછો. | ભણેછે |

કર્તા સાથે બોલવુ હોય તો આ પ્રમાણે બોલાશે.

| | | |
|---|---|---|
| હું ભણુંછું | તું ભણુંછું–તું ભણેછે | તે ભણેછે |
| અમે ભણિયેછિયે | તમે ભણોછો | તેવો ભણેછે |

ધાતુ પાઠમાં જવામાટે બે ધાતુવો છે : જવું અને જાવું.

૧. જવુંનાં વર્તમાનકાલનાં રુપો બનાવવાં હોય ત્યારે જ ને જા કરો.

૨. પહેલા પુરુષ બહુવચનમાં જ નો જા થતો નથી.

૩. ભૂત કૃદંત બનાવવો હોય તો જ અને જા બન્નેને ગ કરો.

૪. સ્વરાંત ધાતુઓના વર્તમાનકાલના બહુવચનમાં ઇયેછિયે ને બદલે યિયેછિયે પ્રત્યય લગાડો.

૫. આકારાંત ધાતુઓથી બીજા પુરુષના એકવચન અને ત્રીજા પુરુષના બન્ને વચનોમાં ધાતુ અને પ્રત્યયની વચમાં એક ય ઉમેરો.

૬. સ્વરાંત ધાતુઓના પહેલા પુરુષના એકવચનમાં ઉછુંનાં સ્થાનમાં વુંછું પ્રત્યય લગાડો.

૧. જવુંના વર્તમાનકાળના રૂપો બનાવવાં હોય ત્યારે જ ને જા કરો.

૨. પહેલા પુરુષના બહુવચનમાં જ ને જા થતો નથી.

૩. જવુંનો ભૂત કૃદંત બનાવવો હોય તો જ ને ગ કરો.

૪. જાવુંનો ભૂતકૃદંત બનાવવો હોય તો જા ને જ કરી, જને ગ કરો.

૫. સ્વરાંત ધાતુઓથી વર્તમાનકાળના પ્રત્યયો લાગે ત્યારે પહેલા પુરુષ એકવચનમાં અને બીજા પુરુષ બહુવચનમાં ધાતુના અંતે વ્ લગાડો. પછી પ્રત્યય લગાડો.

### જાવું ધાતુનાં રૂપો

| | | |
|---|---|---|
| જાવુંછું | તું જાયછે | તે જાયછે |
| જાયિયેછિયે | તમે જાવોછો | તેઓ જાયછે. |

આવી રીતે ખાવું, ન્હાવું આદિ ધાતુવોનાં રૂપો સમજવાં.

### જવું ધાતુનાં રૂપો.

| | | |
|---|---|---|
| જવુંછું | જાયછે. | જાયછે |
| જયિયેછિયે | જાવોછો | જાયછે |

### પ્રત્યયોનો પ્રયોગ કરવાની રીતિ

ધાતુને ઓળખવા માટે ધાતુવોના અંતે વું લગાડેલું હોય છે. જેમકે ભણવું, જવું, આવવું ઇત્યાદિ.

જ્યારે કોઈ ધાતુથી ક્રિયાપદ બનાવવું હોય તો તે વુંને કાઢી નાખો.

વુંને કાઢયા પછી ધાતુના અંતે જે અ સંભળાય તેને પણ કાઢી નાખો, કેમકે તે અ ધાતુના સ્પષ્ટ ઉચ્ચારણ માટે જ હોય છે.

જેમકે-ભણવું આ ધાતુ છે. આના અંતે રહેલ વુંને કાઢી નાખો. હવે રહેશે-ભણ, ભણ્+અ.

છેલ્લે ણુમાં અ છે, તેને પણ કાઢી નાંખો. હવે રહેલ-ભણ્
અથવા કાલના પ્રત્યયો આને જ લાગશે ત્યારે ઉપર કહ્યા પ્રમાણે
ભણુંછું. ભણિયેછિયે ઇત્યાદિ રૂપો બનશે.

## ભવિષ્યત્કાલ

ભવિષ્યત્કાલ એટલે જે કાલ હવે એક સેકંડ પછી કે બે વર્ષ પછી કે સહસ્ર વર્ષો પછી આવવાનો છે, તે.

વ્યંજનાંત ધાતુઓ સાથે, જોડવાના, તે કાલના પ્રત્યયો આ છે.

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | ઇશ, ઈશ | ઇશ, ઈશ | અશે |
| બહુવચન | ઇશું, ઈશું | અશો | અશે |

ધ્યાન રાખો કે જો ધાતુ વ્યંજનાંત હોય તો તેને ઇશ અને ઈશ આદિ સ્વરાદિ પ્રત્યયો લાગે છે.

અને જો સ્વરાંત ધાતુ હોય તો તેને યિશ આદિ યકારાદિ પ્રત્યયો લાગે છે.

ઘણા વિદ્વાનોના મતમાં બન્ને પ્રકારના ધાતુઓને સ્વરાદિ જ પ્રત્યયો (ઇશ, ઈશ આદિ) લાગે છે.

ઉદાહરણ–ભણ્ ધાતુ. (૧)

| | | |
|---|---|---|
| ભણિશ | ભણિશ | ભણશે |
| ભણિશું | ભણશો | ભણશે |

(૨)

| | | |
|---|---|---|
| ભણીશ | ભણીશ | ભણશે |
| ભણીશું | ભણશો | ,, |

જવું ધાતુનાં રૂપો–

| | | |
|---|---|---|
| જયિશ–જયીશ | જયિશ, જયીશ | જશે |
| જયિશું–જયીશું | જશો | જશે |

**નિયમ—અશે, અશો પૂર્વે જો અ આવે તો તેનો લોપ કરવો.**

**ખાવું ધાતુનાં રૂપો—**

| | | | |
|---|---|---|---|
| ખાયિશ, ખાયીશ ખાઈશ, | } | ખાયિશ | ખાશે |
| ખાયિશું, ખાયીશું ખાઈશું, | | ખાશો | ખાશે |

## ભૂતકાલ

ગુજરાતી ભાષામાં ભૂતકાલનાં રૂપો ધાતુ આગળ આવા પ્રત્યયો લગાડીને બનતાં નથી. ભૂતકાલનો નિર્દેશ કરવા માટે ભૂતકૃદંતનો ઉપયોગ કરાય છે. જેમકે, જવું ધાતુના કૃદંત પ્રત્યયો સાથે ગયો અને ગયેલો આ રૂપો થાય છે.

આવા કૃદંત ધાતુરૂપોના પ્રયોગ સમયે આ બે નિયમો ધ્યાનમાં રાખવા.

ધાતુ બે પ્રકારના હોય છે, **અકર્મક** અને **સકર્મક**. આ સબંધમાં પહેલા કહેવાયું છે.

ગત્યર્થક ધાતુવો ગુજરાતી ભાષામાં અકર્મક મનાય છે. **ચાલવું, દોડવું** આવા ધાતુવો પણ **અકર્મક** જ છે.

૧—અકર્મક ધાતુથી ભૂતકૃદંત પ્રત્યય લાગ્યો હોય તો કર્તામાં **પ્રથમા** વિભક્તિ લગાડવી.

૨—સકર્મક ધાતુથી ભૂતકૃદંત પ્રત્યય લાગ્યો હોય તો કર્તામાં **તૃતીયા** વિભક્તિ લગાડવી.

ઉદાહરણ—

જવુંધાતુ—(અકર્મક)

ભૂતકૃદંતમાં જવું ધાતુના જ નો ગ થાય છે.

| | | |
|---|---|---|
| હું ગયો | તું ગયો | તે ગયો |
| અમે ગયા | તમે ગયા | તેવો ગયા |

ચાલવું ધાતુ

| | | |
|---|---|---|
| હું ચાલ્યો | તું ચાલ્યો | તે ચાલ્યો |
| અમે ચાલ્યા | તમે ચાલ્યા | તેવો ચાલ્યા |

દોડવું ધાતુ

| | | |
|---|---|---|
| હું દોડયો | તું દોડયો | તે દોડયો |
| અમે દોડયા | તમે દોડયા | તેવો દોડયા |

આવા પ્રયોગોમાં ત્રણે પુરુષોના એક વચનમાં ઓકારાંત રૂપ રહે છે અને બહુવચનમાં આકારાંત રહે છે.

ભૂત કૃદંત યો પ્રત્યય લગાડીને પણ બને છે અને યેલો પ્રત્યય લગાડીને પણ બને છે. યો પ્રત્યયોનું ઉદાહરણ ઊપર જોયી આવ્યા. હવે યેલો પ્રત્યયનાં ઉદાહરણ નીચે જુવો :

જવું ધાતુ–ભૂત કૃદંત–યેલો પ્રત્યય

| | | | |
|---|---|---|---|
| | હું ગયેલો | તું ગયેલો | તે ગયેલો |
| | અમે ગયેલા | તમે ગયેલા | તેવો ગયેલા |
| દોડવું ધાતુ | હું દોડયો | તું દોડયો | તે દોડયો |
| | અમે દોડયા | તમે દોડયા | તેવો દોડયા |
| શીખવું– | હું શીખ્યો | તું શીખ્યો | તે શીખ્યો |
| | અમે શીખ્યા | તમે શીખ્યા | તેવો શીખ્યા |

કૃદંતનાં રૂપો ત્રણે લિંગોમાં આવે છે. સ્ત્રીલિંગના રૂપો આ પ્રમાણે :

| | | | |
|---|---|---|---|
| જવું ધાતુ– | હું ગયી | તું ગયી | તે ગયી |
| | અમે ગયાં | તમે ગયાં | તેઓ ગયાં |

કૃદંતનાં નાન્યતર જાતિનાં રૂપો :–

| | | |
|---|---|---|
| હું ગયું | તું ગયું | તે ગયું |
| અમે ગયાં | તમે ગયાં | તેવો ગયાં |

હવે એલ પ્રત્યયાંતનાં રુપો–

નરજાતિનાં રૂપો ઉપર જુવો. નારીજાતિનાં રૂપો નીચે લખાય છે.
જવું ધાતુ

## નારી જાતિ

| | | |
|---|---|---|
| હું ગયેલી | તું ગયેલી | તે ગયેલી |
| અમે ગયેલાં | તમે ગયેલાં | તેઓ ગયેલાં |

## નાન્યતર જાતિ

નાન્યતર જાતિનાં કર્તા નાન્યતર જ હોય :–

| | | |
|---|---|---|
| હું ગયેલું | તું ગયેલું | તે ગયેલું |
| અમે ગયેલાં | તમે ગયેલાં | તેવો ગયેલાં |

સકર્મક ધાતુથી બનેલા કૃદંત શબ્દના કર્તામાં ત્રીજી વિભક્તિ વપરાય છે, અને કર્તા ત્રણે લિંગોમાં હોય છે.

જોવું ધાતુનાં રૂપો– (૧)

નરજાતિ–મેં જોયો (બાલક) તેં જોયો (બાલક) તેણે જોયો (બાલક)
અમોયે „ „ તમોયે „ „ તેમણે „ „
નારીજાતિ–મેં જોયી (ચોપડી) તેં જોયી (ચોપડી) તેણે જોયી (ચોપડી)
અમોયે „ „ તમોયે „ „ તેમણે „ „
નાન્યતર–મેં જોયું (પુસ્તક) તેં જોયું (પુસ્તક) તેણે જોયું (પુસ્તક)
અમોયે „ „ તમોયે „ „ તેમણે „ „

(૨)

નાન્યતર–મેં જોયાં (પુસ્તકો) તેં જોયાં (પુસ્તકો) તેણે જોયાં (પુસ્તકો)
અમોયે „ „ તમોયે „ „ તેમણે „ „

હોવું ધાતુનાં બે પ્રકારનાં રૂપો બને છે. બીજા પ્રકારમાં હોવુંના સ્થાને છું, છિયે આદિ વપરાય છે. જેમકે—

હોવું–વર્તમાનકાલ

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | હોવું છું | હોય છે | હોય છે. |
| બહુવચન | હોયિયે છિયે | હોવો છો | હોય છે. |

હોવુંના આદિષ્ટ રૂપો

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | છું | છું, છો | છે. |
| બહુવચન | છિયે | છો | છે. |

કર્તૃપદની સાથે આ આદિષ્ટ રૂપો

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એક વચન | હું છું | તું છું | તે છે. |
| બહુ વચન | અમે છિયે | તમે છો | તેવો છે. |

હોવું ધાતુ–ભવિષ્યત્કાલ

| | પ. પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | હું હોયીશ, હોયિશ | તું હોયીશ, હોયિશ | તે હશે. |
| બહુવચન | અમે હોયીશું, હોયિશું | તમે હશો | તેવો હશે. |

હોવું ધાતુ–ભવિષ્યત્કાલ–આદિષ્ટ રૂપો

| | પ. પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | થયિશ–થયીશ | થયિશ–થયીશ | થશે. |
| બહુવચન | થયિશું, થયીશું | થશો | થશે. |

૧. તમે જોશો કે હોવું ધાતુનાં અનેક પ્રકારનાં રૂપો બને છે. એક પ્રકારનાં રૂપો તો નિયમાનુસાર હોવું ધાતુનાં જ છે.

૨–બીજા પ્રકારમાં હોવુ ધાતુના સ્થાને જ છું, છિયે આદિ આદિષ્ટ રૂપો છે અથવા અનિયમિત રૂપો છે.

૩–ભવિષ્યત્કાલમા હોવુ ધાતુના પણ રૂપો બને છે અને હો ને થ અદિષ્ટ થાય છે અને તે થ આગળ પ્રત્યયો લગાડીને રૂપો બને છે.

૪–કૃદત ય પ્રત્યય અને યેલ પ્રત્યયપૂર્વે પણ હોવુ ધાતુને થ આદેશ થાય છે તેથી થયુ, થયેલુ આદિ રૂપો બને છે થવું ધાતુના પણ આવા જ રૂપો બને છે. આ વસ્તુ કૃદત આવાં પ્રત્યયોના સમયે કહેવાંમા આવશે

૫–શું હોય છે ના સ્થાને શું થાય છે પણ વપરાય છે. હુ પડિત હોઇશ અને હુ પડિત થયિશ આ બન્ને રૂપો વપરાય છે.

૬–આજ્ઞાર્થમા હોવું અને થવું બન્ને ધાતુઓનો પ્રયોગ થાય છે.

૭–વિધ્યર્થમા પણ હોવુ અને થવું બન્ને ધાતુઓનો પ્રયોગ થાય છે

## થવું ધાતુ–વર્તમાનકાલ

| | ૫ પુ. | બી, પુ. | ત્રી પુ |
|---|---|---|---|
| એકવચન | થાવુછુ | થાયછે | થાયછે. |
| બહુવચન | થયિયેછિયે | થાવોછો | ” |

## ભવિષ્યત્કાલ

| | ૫ પુ. | બી. પુ | ત્રી પુ. |
|---|---|---|---|
| એકવચન | થયિશ–થયીશ | થયિશ–થયીશ | થશે. |
| બહુવચન | થયિશુ–થયીશુ | થશો | થશે. |

## આજ્ઞાર્થ

| | ૫ પુ | બી. પુ. | ત્રી, પુ. |
|---|---|---|---|
| એકવચન | થાવુ | થા , | થાવ |
| બહુવચન | થયિયે | થાવો | થાવ |

### હોવું ધાતુના આજ્ઞાર્થરૂપો

| | પ પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | હોવું | હો | હોય. |
| બહુવચન | હોઈયે | હોવો | હોય. |

### વિધ્યર્થ—નરજાતિ

| | પ. પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | — | તું હોવો જોઈયે | તે હોવો જોઈયે |
| બહુવચન | — | તમે હોવા જોઈયે | તેવો હોવા જોઈયે |

### વિધ્યર્થ—નારીજાતિ

| | પ. પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | — | હોવી જોઈયે | હોવી જોઈયે |
| બહુવચન | — | હોવાં જોઈયે | હોવાં જોઈયે |

### વિધ્યર્થ—નાન્યતરજાતિ

| | પ પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એકવચન | — | હોવું જોઈયે | હોવું જોઈયે |
| બહુવચન | — | હોવાં જોઈયે | હોવાં જોઈયે |

### થવું ધાતુ-વિધ્યર્થ નરજાતિ

| | પ. પુ. | બી. પુ. | ત્રી. પુ. |
|---|---|---|---|
| એ. વ. | થવો જોઈયે | થવું જોઈયે | થવો જોઈયે |
| બ. વ. | થવા ,, | થવા જોઈયે | થવાં ,, |

### નારીજાતિ

| | | |
|---|---|---|
| થવી જોઈયે | થવી જોઈયે | થવી જોઈયે |
| થવાં ,, | થવાં ,, | થવાં ,, |

'' ન્નાન્યતરજાતિ

| | | |
|---|---|---|
| થવું જોયિયે | થવું જોયિયે | થવું જોયિયે |
| થવાં ,, | થવાં જોયિયે | થવાં જોયિયે |

આ ધાતુરૂપોના પ્રયોગ પદ્ધતિ

| | | |
|---|---|---|
| હું પંડિત હોવુ છું | તું પંડિત હોય છે, | તે પંડિત હોય છે, |
| અમે પંડિત હોયિયે છિયે | તમે ,, હોવો છો | તેવો ,, ,, |
| હું પંડિત થાવુ છું | તું પંડિત થાય છે | તે પંડિત થાય છે |
| અમે ,, થાયિયે છિયે | તમે ,, થાવો છો | તેવો ,, ,, |
| હું પંડિત થાવું | તું પંડિત થા | તે પંડિત થાય |
| અમે ,, થાયિયે | તમે પંડિત થાવો | તેવો ,, ,, |
| હું પંડિત થયિશ | તું પંડિત થયિશ | તે પંડિત થશે |
| અમે ,, થયિશું | તમે ,, થશો | તેવો ,, ,, |
| હું ,, હોયિશ | તું પંડિત હોયિશ | તે ,, હોશે |
| અમે ,, હોયિશું | તમે ,, હોશો | તેવો ,, ,, |
| હું ,, હોવું | તું પંડિત હો | તે ,, થાવ, હોય |
| અમે ,, હોયિયે | તમે ,, થાવો, હોવો | તેવો ,, ,, |

છું છિયે આદિનો વર્તમાનકાલમાં નિપાતિત રૂપો છે માટે તેનો ભવિષ્યત્કાલમાં કે કોઈ પણ કાલમાં રૂપો બનશે નહિ.

ધ્યાનમાં રાખવાનું વિધ્યર્થનાં રૂપો પણ ધાતુ સાથે સંબંધ ધરાવતા નથી, તેથી તે રૂપોમાં લિંગપ્રતીતિ થાય છે. જેમકે—

મારે ગ્રન્થ ભણવો જોયિયે
મારે ચોપડી ભણવી ,,
,, પુસ્તક ભણવું ,,

મારે આ કામ કરવું જોઇયે, આ વાક્યથી ભાવ આ નીકળે છે કે ભવિષ્યમાં મારે આ કામ કરવું જોઇયે. પણ વિધ્યર્થ પોતે કાલના બંધનમાં નથી. માટે જ ધર્મ કરવો જોઇયે, આમ કરવું જોઇયે નહિ. સંધ્યા કરવી જોઇયે. આ રીતે સર્વત્ર લિંગ પરિવર્તન થાય છે. માટે ગુજરાતી ભાષામાં વિધ્યર્થ છે તો અવશ્ય પણ તે વર્તમાન, ભવિષ્યતની પેઠે સર્વલિંગાન્વિત નથી.

## આજ્ઞાર્થ

સંસ્કૃત વ્યાકરણમાં એક લોટ્લકાર છે. ગુજરાતી વ્યાકરણમાં તેની આજ્ઞાર્થના નામે પ્રસિદ્ધિ છે. પણ તે લકારનો અર્થ કેવલ આજ્ઞા જ નથી, આથી જ્યારે અર્થો છે. જેમકે–

૧. અનુમતત્વ–અનુમતિ આપવી, જેમકે–

તું આ કામ કર.

૨. અનુજ્ઞા–કર્તાને જે ઇષ્ટ હોય અને વક્તાની પણ તેમાં અનુમતિ હોય તે અનુજ્ઞા કહેવાય છે. જેમકે–

દેવદત્ત ભાત પકાવે, અહીં ભાતનો પાક દેવદત્તને પણ ઇષ્ટ છે અને વક્તાને પણ ઇષ્ટ છે.

૩. આજ્ઞા–વક્તાને ઇષ્ટ હોય પણ કર્તાનાં તે અનિષ્ટ–ઉત્પાદક હોય તે આજ્ઞા કહેવાય. જેમકે–

શૂલી ઉપર ચડ. વિષભક્ષણ કર.

અહીં વક્તા એટલે આજ્ઞા કરનારને તો દેવદત્તાદિને શૂલી ઉપર ચઢાવવું અને વિષભક્ષણ કરાવવું બન્ને ઇષ્ટ છે. પણ કર્તા જે દેવદત્તાદિ છે તેને તે ઇષ્ટ નથી.

૪. સમર્થતા–બીજો કોઇ આ કામ નહિં કરી શકશે, હું જ કરી શકીશ, આવો નિશ્ચય તે સમર્થતા. જેમકે–

હું વ્યાકરણ પણ ભણી શકું છું અને ન્યાય પણ ભણી

શકું છું. અથવા—હું પહાડ પણ ઉપાડી શકું છું, સમુદ્રને પણ સુકાવી શકું છું.

૫. વિધિ—વક્તા જેની ઇચ્છા કરે તે. અર્થાત્ શિષ્ય કે ભૃત્યને કોઈ કાર્યમાં લગાડવું, જેમકે—

પુસ્તક લઈ આવ. અથવા તું આ કામ કર અને મોહન આ કામ કરે.

૬. નિમંત્રણ—કોઈ પ્રસંગમાં ભોજનાદિ માટે કોઈ દૌહિત્ર આદિને પ્રેરણા આપવી.

૭. આમંત્રણ—જેમ કરવું હોય તેમ કરો આવી રીતે કહેવું. આને જ કામચાર—અનુજ્ઞા કહે છે.

૮. અધીષ્ટ—સત્કારપૂર્વક કોઈને કોઈ કામ બતાવવું. જેમકે— આપ આ છાત્રને ભણાવો.

૯. સંપ્રશ્ન—આ કામ કરવું કે નહિ, આમ વિચાર કરીને નિશ્ચય કરવો તે સંપ્રશ્ન.

૧૦. પ્રાર્થન—આપ મને આ વસ્તુ આપો. આ પ્રાર્થના એટલે યાચ્ઞા કહેવાય છે.

### આજ્ઞાર્થ—પ્રત્યયો સ્વરાંત ધાતુવો માટે

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | વું | આ | ય |
| બહુવચન | યિયે | ઓ | ય |

### જવું—આજ્ઞાર્થ રૂપો

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | જાવું | જા | જાય |
| બહુવચન | જયિયે | જાવો | જાય |

## આનો પ્રયોગવિધિ

હું જાઉં ? } આજ્ઞા લેવા માટે પહેલા પુરુષમાં આ રીતે વપરાય
અમે જયિયે ? } છે. આ શું વિનાનાં રૂપો છે. શું લગાડવાથી
વર્તમાન કાલ બને છે. શું વિના આજ્ઞાર્થ રૂપ બને છે.

તું જા
તમે જાવો } બીજા પુરુષમાં આજ્ઞા અપાય છે.

જાય } ત્રીજા પુરુષમાં પણ આજ્ઞા જ અપાય છે. પણ સાક્ષાત્
જાય } નહીં. કોઈને કહીને મોકલાય છે કે "તે જાય" "તેવો જાય"

### વ્યંજનાંત ધાતુવો માટે અજ્ઞાર્થ પ્રત્યયો—

| | | |
|---|---|---|
| ઉં | અ | એ |
| ઇયે | ઓ | ,, |

### લખ ધાતુ

| | | | |
|---|---|---|---|
| એ. વ. | લખું | લખ | લખે |
| બ. વ. | લખિયે | લખો | ,, |

### આશીર્વાદ

આશીર્વાદ માટે પણ આજ્ઞાર્થ ક્રિયાનો ઉપયોગ થાય છે. જેમકે—

તુ પ્રસન્ન રહે,

તને ખૂબ વિદ્યા આવડે,

તું ધર્માત્મા થા,

અમે ધર્માત્મા થયિયે આવો આશીર્વાદ આપો.

તમે વિદ્વાન્ બનો,

તું વિદુષી બન,

તમે પરોપકાર કરનારાવો થાવ.

આ રીતે આ કાલનો આ અર્થમાં ઉપયોગ કરવો જોઈ.

### આજ્ઞાર્થનો બીજી રીતે પણ ઉપયોગ

તું અહીંથી જા–અપમાન.
આવો, આવો–સત્કાર પૂર્વક બોલાવવું.
થાકયા છો, ઉંઘી જાવ–કરુણા દર્શાવવા માટે
તું અહીંથી જા અને તેને બોલાવી લા–આજ્ઞા.

### પડશે

પડશેનો ઉપયોગ કરીને કર્તવ્ય બતાવાય છે.
તારે ભણવું જ પડશે.
મારે જાગવું જ ,,

### છું ધાતુનો બીજી રીતે પ્રયોગ

છું ધાતુનો બીજી રીતે પણ ઉપયોગ થાય છે. જેમકે– છો જાય, છો ખાય. છો પિવે, છો ગેતો, છો રમતો, છો ખાતો, છો જતો, છો વાંચતો, છો લખતો, છો ગયો, છો આવ્યો, છો જોયું, છો લીધું, આવા સ્થળે સ્વીકૃતિની અથવા અનાદરની સૂચના થાય છે.

આ છો અવ્યય છે. કોઇયે કહ્યું કે રામ જાય છે. કોઇયે ઉત્તર આપ્યો કે છો જતો એટલે જાય છે તો જવા દો. મારી પણ સંમતિ છે. અથવા ઉપેક્ષા દર્શાવાય છે.

કોઇયે કહ્યુ કે–તે રમતમાં તું પણ ત્યાં હોય છે.

ઉત્તર આપે છે કે–હું ત્યાં નથી હોતો, આ પ્રયોગ હું ત્યાં નહિ હોવું છું ને બદલે કરાય છે.

| | |
|---|---|
| ૧. તું ત્યાં જાય છે. | પ્રથમ વાકયથી સ્વભાવ કે ટેવ કહેવાય છે. |
| ૨. હું ત્યાં નથી જતો. | બીજા અને ત્રીજા વાકયથી ટેવનો નિષેધ |
| ૩. હું નથી જતો ત્યાં. | કરાય છે. |

તું નથી સાંભળતો? અહિં ક્રોધપ્રદર્શન થાય છે: ધમકી અપાય છે.

**તે નથી સાંભળતો.** અહિં 'સિદ્ધાનુવાદ' છે, અરી એક બીજા અર્થ પણ છે અને તે આ કે : હું તેને તે કામ કરવા ના પાડું છું **પણ તે ગણકારતો નથી.**

આવી રીતે સમયાનુસાર, અથવા બોલવાની ચેષ્ટા ઉપરથી અર્થ-વૈચિત્ર્યની પ્રતીતિ થાય છે.

**હું નથી આવતો**—આ ક્રિયા વર્તમાનકાલની જ છે. પણ **નથી** લગાડવાથી આના દેહમાં પરિવર્તન થયું છે. '**હું નહિ આવું છું**' ને બદલે **હું નથી આવતો** બોલાય છે.

**તું ભણતો નથી**-**તું નહિ ભણે છે** આ પ્રયોગને બદલે જ **તું ભણતો નથી** બોલવાની પદ્ધતિ છે. આવી રીતે—

તું તેને ઓળખતો નથી.
તું ત્યાં જોતો નથી.
તું ફળ ખાતો નથી.

આ રીતે સર્વત્ર નથી સાથે વર્તમાનકાલની ક્રિયા (આલેખું છું) વર્તમાન કૃદંતમા બદલાય છે.

| | |
|---|---|
| ૧. તું ત્યાં નહિ ગયો? | ૧. આ સામાન્ય પ્રશ્ન છે. |
| ૨. તું ત્યાં ગયો નથી? | ૨. તું ત્યાં ગયો હતો, ગયો નથી? આવો બીજો અર્થ આનાથી સમજાય છે. અથવા તું ત્યાં કદી ગયો નથી? આવું પણ સમજાય છે. |
| ૩. હું ત્યાં ગયો નથી. | ૩. આ સિદ્ધાનુવાદ છે. તે કદી નહિ, તેને જ બોલનાર આ દર્શ નિશ્ચય કરે છે અને કહે છે. |

તું **નથી જતી?** આ પ્રશ્ન છે.
તું **નથી જતી.** આ સિદ્ધાનુવાદ છે.
તું ત્યાં ગયો નથી– } આ બન્ને પ્રયો-
" " નથી ગયો– } ગમાં વ્યત્યય નથી.

હું ત્યાં નથી જતો–આ વાક્યથી ટેવ અર્થાત્ સ્વભાવ જણાય છે અને સ્વભાવ જ કહેવાય છે.

હું પાન નથી ખાતો–આ વાક્યથી ટેવનો અસ્વીકાર જણાય છે અને હું પાન નહિ ખાઉં છું ને બદલે હું પાન નથી ખાતો આ શુદ્ધ પ્રયોગ થાય છે.

તેં રામને જોયો નથી– ⎫ આ બન્ને વાક્યો સરખાં જ છે પણ
તેં રામને જોયો નથી? ⎭ પ્રથમ વાક્યથી સિદ્ધાનુવાદ કરાય છે.
અને બીજા વાક્યથી પ્રશ્ન પુછાય છે.

તેં રામને જોયો છે–ઉપર બીજું વાક્ય પ્રશ્ન રૂપે છે. માટે તેનો ઉત્તર છે કે મેં રામને જોયો છે. આ પ્રયોગ સામાન્ય નિયમને અનુસરે છે.

તું આવતી કાલે આવીશ કે નહિ? આ પ્રશ્નના ઉત્તરમાં બે રીતે વાક્યરચના થાય છે.

૧. હું આવતી કાલે નહિ આવીશ.

૨. હું આવતી કાલે નથી આવવાનો.

પ્રથમ ઉત્તરમાં તો આવો જ જવાબ છે "હું નહિ આવીશ." પણ બીજા ઉત્તરમાં થોડુ રહસ્ય છે. નહિ આવીશમા સામાન્ય અસ્વીકૃતિ છે. પણ નથી આવવાનો મા કંઈક ક્રોધ, કાંઈક કાર્ય–બાહુલ્યને લીધે અસ્વીકૃતિ અપાય છે.

આ રીતે પ્રયોગ કરવાની પદ્ધતિ અને તે પદ્ધતિમાં રહેલું રહસ્ય સમજાવવાનું કામ શિક્ષકનું છે. ગ્રંથમાં સવિસ્તર લખાય જ નહિ ત્યાં તો દિગ્દર્શનમાત્ર જ કરાય.

૧. તમે આજે રાત્રે ઘરે છો?

૨. તમે આજે રાત્રે ઘરે હશો?

આ બન્ને વાકયોમાં ભાવાંતર છે. પ્રથમ વાકયથી એમ જણાય-છે કે જો તે ઘરે રાત્રે હોય તો તે તેને મળવા આવે.

બીજા વાકયમાં સંદેહનિવૃત્તિ થાય, તેના માટે પ્રશ્ન છે. પૂછનારને આવું જ્ઞાન છે કે "તે રાત્રે ઘરે નથી રહેતો," તેથી તે સાશ્ચર્ય પ્રશ્ન પૂછે છે.

આ બન્ને પ્રશ્નના ઉત્તરમા જે વાકય વપરાશે તે આ પ્રમાણે હશે.

૧. હું આજે રાત્રે ઘરે નથી.

૨. હું રાત્રે ઘરે નથી રહેવાનો

**સિદ્ધાંત**-નિયતરૂપે સ્થિતિનો અભાવ બતાવવો હોય તો **નથી**-પછી વર્તમાન કૃદંતનું રૂપ વાપરવું. ઉત્તરમાં જ્યાં **નથી**નો ઉપયોગ કરવો હોય ત્યાં, ઉપર લખ્યા પ્રમાણે ઉપયોગ કરવો.

**આવી રીતે હોવું ધાતુનાં રૂપના પ્રયોગો**

હું રોજ ત્યાં સવારે હોવું છું.
તે મંગળવારે સાંજે નદીના કાંઠે હશે.
ગઈ કાલે રમેશ અહીં હતો,
અમો સવારે નિશાળે હોયિયે છિયે
તે અત્યારે ત્યાં હશે જ. (નિશ્ચયાર્થ)
તે અત્યારે ત્યાં હશે? (સંશયાર્થ)
તેણે „ ત્યાં હોવું જોઇયે (સંશયાર્થ)
„ ભણવું જોઇયે (વિધ્યર્થ)
મારે જવું જોઇયે „
તેણે મારી પાસે આવવું જોઇયે „

પ્રશ્ન-તમે રાત્રે ઉંઘો છો.?
ઉત્તર-હું રાત્રે ઊંઘતો નથી.
પ્રશ્ન-તમે પ્રતિદિન નદિયે જાવો છો?
ઉત્તર-હું પ્રતિદિન નદિયે જતો નથી.
} વર્તમાન કાલમાં નથીનો ઉપયોગ.

| | |
|---|---|
| પ્રશ્ન—તમે પ્રતિદિન પ્રાતઃકાલે પરમેશ્વરની પ્રાર્થના કરો છો ?<br>ઉત્તર—હું પ્રતિદિન પ્રાર્થના કરતો નથી<br>અથવા<br>હું કદી કદી પ્રાર્થના કરું છું. | વર્તમાન કાલમાં નથીનો ઉપયોગ. |

**નોંધ**:—ધ્યાનમાં રાખવાનું કે આવા સ્થલે વર્તમાન કૃદંતની પછી **નથી** નો ઉપયોગ થાય છે. કેટલીક વાર કૃદંત પૂર્વે પણ **નથી** વપરાય છે.

પ્ર૦ આવતી કાલે તમે આવશો ?

ઉ૦ આવતી કાલે હું નથી આવવાનો.

એટલે

આવતી કાલે હું નહિ આવીશ.

અથવા

આવતી કાલે હું આવીશ નહિ,

| | |
|---|---|
| પ્ર૦ તું ત્યાં જાય છે ? | પ્ર૦ તું નથી જતો ? |
| ઉ૦ હું નથી જતો, | તું જતો નથી ? |
| પ્ર૦ તું સંસ્કૃત ભણે છે ? | ઉ૦ હું નથી જતો. |
| ઉ૦ હું સંસ્કૃત નથી ભણતો | હું જતો નથી. |

અથવા

હું સંસ્કૃત ભણતો નથી.

આ રીતે વર્તમાનકાલના પ્રશ્નના ઉત્તરમાં **નથી**ની સાથે વર્તમાન કૃદંતનો ઉપયોગ થાય છે.

## ભાવપ્રયોગ અને કર્મપ્રયોગ

એટલે

## ભાવપ્રત્યય અને કર્મપ્રત્યય

જે ધાતુ અકર્મક હોય છે તેનાથી ભાવપ્રત્યય પણ થાય છે અને કર્તૃપ્રત્યય પણ થાય છે.

જે અકર્મક ક્રિયાનો કર્તા ત્રીજી વિભક્તિમાં હોય તે **ભાવપ્રત્યય** અથવા **ભાવેપ્રયોગ** કહેવાય છે.

જે સકર્મક ક્રિયાનો કર્તા ત્રીજી વિભક્તિમાં હોય અને કર્મ પ્રથમા વિભક્તિમાં હોય તે **કર્મપ્રત્યય** અથવા **કર્મણિપ્રયોગ** કહેવાય છે.

સકર્મક ધાતુથી **કર્મણિપ્રત્યય** પણ થાય છે અને **કર્તૃપ્રત્યય** પણ થાય છે.

હું ઊંઘું છું આ અકર્મક ક્રિયાનો **કર્તૃપ્રત્યય** કહેવાય છે. કર્તૃપ્રયોગમાં કર્તા પ્રથમા વિભક્તિમાં રહે છે અને કર્મ કોઈ હોયી શકે નહિ કેમ કે ધાતુ અકર્મક છે.

જે ધાતુ અકર્મક હોય તેનાથી **કર્મપ્રત્યય** તો સંભવે જ નહિ. **ભાવપ્રત્યય** સભવે કેમ કે સકર્મક ધાતુથી જ કર્મપ્રત્યય હોય છે અને કર્તામાં ત્રીજી વિભક્તિ. જેમ કે-

**મારાથી ઉંઘાય છે. મારાથી** આ કર્તા છે. **ઉંઘાય છે** આ ભાવપ્રત્યય કર્યા પછીનુ ક્રિયાનું રૂપ છે.

સકર્મક ધાતુથી કર્તૃપ્રત્યય પણ થાય છે અને કર્મણિપ્રત્યય પણ થાય છે.

હું ફ્લ ખાવું છું આ કર્તૃપ્રત્યયનું રૂપ છે. હું કર્તા છે. ફ્લ કર્મ છે અને ખાવું છું ક્રિયા છે.

કર્મણિપ્રત્યયમાં કર્તામાં તૃતીયા વિભક્તિ અને કર્મમાં પ્રથમા. કર્મપ્રમાણે વચન. જેમ કે-

**મારાથી ફ્લ ખવાય છે.** અહી, મારાથી કર્તા–ત્રીજી વિભક્તિ એકવચન. તેમજ ફ્લ પણ એકવચન.

**મારાથી ફ્ળો ખવાય છે.** અહિં પણ કર્તામાં ત્રીજી વિભક્તિ.–કર્મમાં બહુવચન. ખવાય છે ક્રિયા સરખી જ છે.

(૧) વર્તમાનકાલ

મારાથી } તારાથી } તેનાથી } ફળ ખવાય છે.
અમારાથી } તમારાથી } તેમનાથી } ફળો ખવાય છે.

(૨)

તારાથી હું જોવાવું છું } તેનાથી હું જોવાવું છું
તમારાથી ,, ,, } તેમનાથી ,, ,,

તારાથી અમે જોવાઇયે છિયે } તેનાથી અમે જોવાઇયે છિયે
તમારાથી ,, ,, ,, } તેમનાથી ,, ,, ,,

(૩)

મારાથી તું જોવાય છે } મારાથી તે જોવાય છે
અમારાથી તમે જોવાવ છો. } અમારાથી તેવો જોવાય છે.

તૃતીયા વિભક્તિનાં બે ચિહ્નો છે : થી, અને વડે.

મારા વડે તે જોવાય છે, મારા વડે તેવો જોવાય છે.
,, તું ,, ,, તમે જોવાવ છો.
તારા વડે હું જોવાવું છું. તારા વડે અમે જોવાયિયે છિયે.

ભવિષ્યત્કાલ

મારાથી તું જોવાયિશ } મારાથી તે જોવાશે
અમારાથી તમે જોવાશો } અમારાથી તેવો ,,

તારાથી હું જોવાયિશ } તેનાથી હું જોવાયિશ
તમારાથી અમે જોવાયિશું } તેમનાથી અમે જોવાયિશું

આજ્ઞાર્થ

મારાથી તું જોવાય } તારાથી તે જોવાય
,, તમે જોવાવ } તમારાથી તેઓ ,,

તેનાથી હું જોવાવું } તેનાથી તું જોવાય
તેમનાથી અમે જોવાયિયે } તેમનાથી તમે જોવાવ

## વિધ્યર્થ

| | |
|---|---|
| મારાથી તે જોવાવો જોયિયે | તારાથી હું જોવાવો જોયિયે |
| મારાથી તેવો જોવાવા જોયિયે | ,, અમે જોવાવા જોયિયે |
| અમારાથી તે જોવાવો જોયિયે | તમારાથી હું જોવાવો જોયિયે |
| ,, તેવો જોવાવા જોયિયે | ,, અમે જોવાવા જોયિયે |

## ભૂતકાલ (નરજાતિ)

| | | |
|---|---|---|
| મારાથી તે જોવાયો | મારાથી તું જોવાયો | તારાથી હું જોવાયો |
| ,, તેવો જોવાયા | અમારાથી તમે જોવાયા | તમારાથી અમે જોવાયા |

## નારીજાતિ

| | |
|---|---|
| મારાથી તે બાલિકા જોવાયી | તારાથી તે બાલિકા જોવાયી |
| અમારાથી તે બાલિકાવો જોવાયાં | તમારાથી ,, બાલિકાવો ,, જોવાયાં |

ઇત્યાદિ.

## સામાન્ય-ભૂતકાલ (નરજાતિ-નારીજાતિ)

| | |
|---|---|
| મારાથી તે જોવાયી ગયો, ગયી | મારાથી તું જોવાયી ગયું, ગયી |
| ,, તેઓ ,, ગયા, ગયાં | ,, તમે ,, ગયા, ગયાં |
| તારાથી હું જોવાયી ગયો-ગયી | તેનાથી હું જોવાયી ગયો-ગયી |
| તમારાથી અમે ,, ગયા-ગયાં | તેમનાથી અમે ,, ગયા-ગયા |

(સંદિગ્ધ ભવિષ્યત્કાલ)

| | |
|---|---|
| મારાથી તે જોવાયી જાય તો | મારાથી તું જોવાયી જાય તો |
| ,, તેઓ ,, ,, | અમારાથી તમે ,, જાવ તો |
| તારાથી તે જોવાયી જાય તો | તેનાથી તું જોવાયી જાય તો |
| ,, તેઓ ,, ,, | તેનાથી તમે ,, જાવ તો |

અથવા

| | |
|---|---|
| મારાથી તે જોવાયી જશે તો | મારાથી તું જોવાયી જઇશ તો |
| ,, તેઓ ,, ,, | ,, તમે ,, જશો તો |

## વિધ્યર્થ

ક્યાંય ન ક્યાંય તે મને મળી જવો જોયિયે.
,, ,, હું તમને ,, જવો જોયિયે
સંગમ થયી જવો જોયિયે,
વૃષ્ટિ પડી જવી જોયિયે,
ક્યાય તે પડી ગયેલો હોવો જોયિયે,
,, ,, ઊંઘી ગયેલી હોવી જોયિયે
તે આવ્યો હોવો જોયિયે
તેઓ આવ્યા હોવા જોયિયે
બહેન આવ્યી હોવી જોયિયે
બહેનો આવ્યાં હોવાં જોયિયે.
પાઠ સમાપ્ત થયી ગયેલો હોવો જ
સ્નાન થયી ગયેલું હોવું જોયિયે
ચોપડી વંચાયી ગયેલી હોવી જો
ઇત્યાદિ પ્રયોગોની સમજ શિક્ષ

### કર્મપ્રત્યય અને

કર્મણિ પ્રત્યયમાં કર્તા ત્રીજીમાં વિ
પહેલી વિભક્તિમાં હોય છે.

ભાવપ્રત્યયમાં કર્તામાં ત્રીજી વિ
હોવાને લીધે ત્યાં કર્મ હોતો નથી.

સકર્મકધાતુથી જ કર્મપ્રત્યય થ
અકર્મકધાતુથી જ ભાવપ્રત્યય

અકર્મક–સકર્મક ધાતુની
કર્મપ્રત્યય અને ભાવપ્રત્યયનો વર્તમા
કોઠામાં આપ્યું છે.

ઉદાહરણો

| ધાતુ વર્તમાનકાલ (કર્તૃપ્રત્યય) | વર્તમાનકાલ (કર્મ–ભાવપ્રત્યય) |
|---|---|
| હસવું–હસેછે | હસાય છે–હસાતું નથી |
| રડવું–રડેછે | રડાય છે–રડાતું નથી |
| ઊંઘવુ–ઊંઘે છે | * ઉંઘાય છે–ઉંઘાતું નથી (આદિસ્વરને હ્રસ્વ થાય છે) |
| * જીવવું–જીવેછે | જિવાય છે–જિવાતું નથી |
| * બીવું–બીવેછે | બિવાય છે–બિવાતું નથી |
| * આવવું–આવેછે | અવાય છે–અવાતું નથી (આદિ સ્વરને હ્રસ્વ |
| * ભાવવું–ભાવેછે | ભવાય છે–ભવાતું નથી ( ,, ) |
| * સૂંઘવું–સૂંઘેછે | સુંઘાય છે–સુંઘાતું નથી ( ,, ) |
| * ભૂલવું–ભૂલેછે | ભુલાય છે ભુલાતું નથી ( ,, ) |
| * મૂકવું–મૂકેછે | મુકાય છે–મુકાતું નથી ( ,, ) |
| * પીવું–પીવેછે | પિવાય છે–પિવાતું નથી ( ,, ) |
| * ઝૂલવું–ઝૂલેછે | ઝુલાય છે–ઝુલાતું નથી ( ,, ) |
| રડવું–રડેછે | રડાય છે–રડાતું નથી |
| કરવું–કરેછે | કરાય છે–કરાતું નથી |
| જોવું–જોવેછે | જોવાય છે–જોવાતું નથી |

ભવિષ્યત્કાલ

| ધાતુ | ભવિષ્યત્કાલ કર્તૃપ્રત્યય | ભવિષ્યત્કાલ (કર્મ–ભાવપ્રત્યય) | નહિ તો પ્રયોગ |
|---|---|---|---|
| ઊંઘવું | * ઊંઘશે | ઉંઘાશે | નહિ ઉંઘાશે |
| જીવવું | જીવશે | * જિવાશે | ,, જિવાશે |
| બીવું | બીશે | * બિવાશે | ,, બિવાશે |

* આવા ચિહ્નવાળાં પદોના આદિ દીર્ઘસ્વરો હ્રસ્વ થયા છે.

| | | | |
|---|---|---|---|
| હસવું | હસશે | હસાશે | નહિ હસાશે |
| રડવું | રડશે | રડાશે | ,, રડાશે |
| આવવું | આવશે | * અવાશે | ,, અવાશે |
| ભાવવું | ભાવશે | * ભવાશે | ,, ભવાશે |
| સૂંઘવું | સૂંઘશે | * સુંઘાશે | ,, સુંઘાશે |
| ભૂલવું | ભૂલશે | * ભુલાશે | ,, ભુલાશે |
| ઝૂલવું | ઝૂલશે | * ઝુલાશે | ,, ઝુલાશે |
| કરવું | કરશે | કરાશે | ,, કરાશે |
| મૂકવું | મૂકશે | * મુકાશે | ,, મુકાશે |
| જોવું | જોવાશે | જોવાશે | ,, જોવાશે |
| રડવું | રડશે | રડાશે | ,, રડાશે |
| પીવું | પીશે | * પિવાશે | ,, પિવાશે |
| ધાવવું | ધાવશે | * ધવાશે | ,, ધવાશે |
| ગાવું | ગાશે | * ગવાશે | ,, ગવાશે |

## ભૂતકાલ

કર્તૃપ્રત્યયમાં ભૂતકાલમાં તો ક્રિયાપદના સ્થાને ભૂતકૃદંત પદ જ વપરાય છે. કર્મણિ કે ભાવે પ્રત્યયમાં ધાતુના અંતે આયું વપરાય છે.

| ધાતુ | ભૂતકાલ (કર્તૃપ્રત્યય) | ભૂતકાલ (કર્મપ્રત્યય) | નહિ તો પ્રયોગ |
|---|---|---|---|
| જીવવું | જીવ્યો | * જિવાયું | નથી, નહિ જિવાયું |
| બીવું | બીધો | * બિવાયું | ,, બિવાયું |
| હસવું | હસ્યો | હસાયું | ,, હસાયું |
| રડવું | રડ્યો | રડાયું | ,, રડાયું |
| આવવું | આવ્યો | * અવાયું | ,, અવાયું |
| ભાવવું | ભાવ્યો | * ભવાયું | ,, ભવાયું |

* આવા ચિહ્નવાળાં પદોના આદિ દીર્ઘસ્વરો હ્રસ્વ થયા છે.

| | | | |
|---|---|---|---|
| સુંઘવું | સુંઘ્યો | સુંઘાયું | નહિ સુંઘાયું |
| ભૂલવું | ભૂલ્યો | ભુલાયું | ,, ભુલાયું |
| ઝૂલવું | ઝૂલ્યો | ઝુલાયું | ,, ઝુલાયું |
| કરવું | કર્યો | કરાયું | ,, કરાયું |
| મૂકવું | મૂકયો | મુકાયું | ,, મુકાયું |
| જોવું | જોયો | જોવાયું | ,, જોવાયું |
| રડવું | રડયો | રડાયું | ,, રડાયું |
| પીવું | પીધો, ધું, ધી | પિવાયું | ,, પિવાયું |
| ધાવવું | ધાવ્યો | ધવાયું | ,, ધવાયું |
| ગાવવું | ગાવ્યો | ગવાયું | ,, ગવાયું |

### પ્રેરક રૂપ

જે પોતે ક્રિયા ન કરતો હોય પણ બીજા પાસે કરાવે, તે પ્રેરક કહેવાય છે. પ્રેરક એટલે પ્રેરણા આપનાર–બીજા પાસેથી કોઈ કામ કરાવનારો. જેમકે–

**શિષ્ય ભણે છે.** આ સામાન્ય પ્રયોગ છે. અહીં શિષ્ય પોતે ભણે છે ક્રિયાનો કર્તા છે.

**આચાર્ય શિષ્યને ભણાવે છે.** અહિં શિષ્ય કર્મ થયી ગયો છે. આચાર્ય કર્તા છે. તે શિષ્યને ભણવા માટે પ્રેરણા આપે છે માટે પ્રેરક છે.

કોઈ પણ ધાતુથી પ્રેરક રૂપો બનાવવા હોય તો ધાતુથી પર **આવ** પ્રત્યય લગાડો અને **આવપ્રત્યયાંત**ની ધાતુસંજ્ઞા કરો એટલે **આવપ્રત્યયાંત**ને પણ ધાતુ માની લો.

ઉદાહરણ–ભણવું ધાતુ છે. આનાથી પ્રેરક રૂપો બનાવવાં

---

ક્રિયાની અશક્તિ બતાવવા માટે **નહિ** નો ઉપયોગ કરવો.
ક્રિયાનો અભાવ બતાવવા માટે **નથી** નો ઉપયોગ કરવો.

છે. પૂર્વે શીખી આવ્યા છે, તે પ્રમાણે ભણવું'માંથી અવું' કાઢી નાખો. અવશેષ રહે છે. ભણ્.

ભણ્‌ની આગળ આવ પ્રત્યય જોડો. બનશે, ભણાવ્. ભણ્ ધાતુને આવ્ પ્રત્યય લાગ્યો તેથી ભણાવ્ આ ધાતુ નથી રહ્યો. પણ આને પણ ધાતુ માની લેવાનું.

ભણાવ્-ધાતુ બન્યો. આનાથી જ પ્રેરણામાં બધા કાલના બધા પ્રત્યયો લગાડવાના. ત્યારે રૂપો આ પ્રમાણે બનશે :

### વર્તમાનકાલ

| | પહેલો પુરુષ | બીજો પુરુષ | ત્રીજો પુરુષ |
|---|---|---|---|
| એકવચન | ભણાવું છું | ભણાવે છે-તું છું | ભણાવે છે |
| બહુવચન | ભણાવિયે છિયે<br>ભણાવીયે છીયે | ભણાવો છો | ,, |

### ભવિષ્યકાલ

| | પ. પ્ર. | બી. પ્ર. | ત્રી. પ્ર. |
|---|---|---|---|
| એ. વ. | ભણાવિશ-વીશ | ભણાવિશ-વીશ | ભણાવશે |
| બ. વ. | ભણાવિશું-વીશું | ભણાવશો. | ભણાવશે |

### આજ્ઞાર્થ

| | | |
|---|---|---|
| ભણાવું | ભણાવ | ભણાવે |
| ભણાવિયે, વીયે | ભણાવો | ,, |

### વિધ્યર્થ

ભણાવવું જોઈયે } વિધ્યર્થ કોઈ કાલ નથી. ધાતુ આગળ
ભણાવવાં જોઈયે } જોઈયે લગાડીને રૂપો બનાવાય છે.

ત્રણે પુરુષોમાં આવી રીતે જ એકવચન અને બહુવચનનાં રૂપો બને છે.

૨ કેટલા ધાતુઓ છે જેના પ્રથમ દીર્ઘસ્વરને હ્રસ્વ કરાય છે.
જેમકે—નાખ ધાતુનુ પ્રેરક રૂપ **નંખાવે** છે આમ બને છે. નાખના પ્રથમ સ્વરને હ્રસ્વ થયો એટલે **નંખ** થયુ. આને આવ પ્રત્યય લાગવાથી **નંખાવ** થયુ. એટલે

| | | |
|---|---|---|
| નંખાવુ છુ | નંખાવે છે | નંખાવે છે. |
| નંખાવિયે છિયે | નંખાવો છો | ,, |

આમ રૂપ બનશે

આની રીતે— આકવુ, બાધવુ, માંજવુ, મારવુ, વાચવુ, વાપરવુ, સાભરવુ, હાકવુ, મૂકવુ, આ બધાના રૂપો—

અંકાવે છે, બંધાવે છે, મંજાવે છે, મરાવે છે, વંચાવે છે, વપરાવે છે, સંભરાવે છે, હંકાવે છે, મુકાવે છે, ઇત્યાદિ રૂપો બને છે

૩ ધાતુનો આદિ સ્વર દીર્ઘ ઈ-ઊ હોય તો તેને હ્રસ્વ કરાય છે.
જેમકે—
શિખાવે છે, શિખવાડે છે, બંધાવે છે, મંજાવે છે, મરાવે છે. મુકાવે છે

૪. ઉપાન્ત્ય અ ને એ કરાય છે, જેમકે—
ઉઠરવુ—ઉઠેરવુ, ઉઠેરે છે

૫ આદિ અ ને એ કરાય છે, જેમકે—
ભગવુ—ભેગવવુ=ભેગવે છે
મગવુ—મેળવવુ=મેળવે છે
ફરવુ—ફેરવવુ=ફેરવે છે

૬. આદિ અ ને ઓ કરાય છે જેમકે—
ઢળવુ—ઢોળવવુ=ઢોળવાવે છે, ઢોળાવે છે.

૭. ધાતુના અન્ત્ય ઈ ને આ કરાય છે જેમકે—
પીવુ—પા, પાવે છે

૮. ધાતુના ઉપાંત્ય ઊને ઓ અને અંતિમ ૮ ને ૬ કરાય છેઃ જેમકે–

છૂટવું–છોડવું–છોડાવે છે.
તૂટવું–તોડવું–તોડાવે છે.
ફૂટ–ફોડવુ–ફોડાવે છે
કેટલાક ધાતુઓના ઉપાંત્ય ઊ ને ઓ નથી થતો. જેમકે–
ચૂંટવું–ચુંટાવે છે.
લૂંટવું–લુંટાવે છે.
મૂકવું–મુકાવે છે.
સૂકવું–સુકાવે છે.
ઝૂકવું–ઝુકાવે છે.
ચૂકવું–ચુકાવે છે.
થૂકવું–થુકાવે છે.
ઝૂટવું–ઝુટાવે છે.
ઝૂમવું–ઝુમાવે છે.

૯. ધાતુના અંતે દીર્ઘ હોય તો તેને હ્રસ્વ કરાય છે. અને ત્યાર પછી વડ્નો આગમ થાય છે. પછી પ્રત્યયો લાગે છે. જેમ કે–
ખાવું–ખ+વડ્+આવે છે–ખવડાવે છે.
પીવું–પિવડાવવું–પિવડાવે છે.
બીવું–બિવડાવવું–બિવડાવે છે.

૧૦. કેટલાક ધાતુઓને વડ્ને બદલે વિકલ્પે વર્ લાગે છે. જેમ કે–
પિવરાવે છે, પિવડાવે છે.
ન્હવરાવે છે, ન્હવડાવે છે.
બિવરાવે છે, બિવડાવે છે.

૧૧. કેટલાક એકારાંત ધાતુઓના અંતે વડનો આગમ થાય છે. પછી પ્રત્યય ઉમેરાય છે. જેમ કે–

લેવું-લેવડાવવું, લેવડાવે છે, લેવરાવે છે.
જોવું-જોવડાવવું, જોવડાવે છે, જોવરાવે છે.
રમવું-રમાડવું, રમાડે છે.

૧૨. કેટલાક ધાતુઓના અંતે એડ લગાડીને પ્રત્યય લગાડે છે. જેમ કે–
ખસવું-ખસેડવું, ખસેડે છે.

૧૩. પડવું-પાડવું, પાડે છે. (અહિં ઉપધા અકારને દીર્ઘ થાય છે.)
સડવું-સડાવવું, સડાવે છે.

જોવું-જોવડાવવું } જોવડાવે છે.
જોવરાવવું } જોવરાવે છે.

લેવું-લેવડાવવું } લેવડાવે છે.
લેવરાવવું } લેવરાવે છે.

આપવું-અપાવે છે, અપાવરાવે છે.
દેવું-દેવડાવે છે, દેવરાવે છે.
સોવું-સોવડાવે છે, સોવરાવે છે.
સૂવું-સુવાડે છે, સુવરાવે છે
બેસવું-બેસાડવું, બેસાડે છે.
જીવવું-જિવાડવું, જિવાડે છે.
પીડવું-પિડાવે છે.
દોડવું-દોડાવવું, દોડાવે છે.
ફાટવું-ફાડે છે.

ભમવું-ભમાવવું } ભમાવે છે.
ભમાડવું } ભમાડે છે.

રમવું-રમાડવું, રમાડે છે.
વસવું-વસાવવું, વસાવે છે.
નાચવું-નચાવવું, નચાવે છે. (આદિ દીર્ઘસ્વરને હ્રસ્વ)
થૂંકવું-થુંકાવવું, થુંકાવે છે.

ઘૂંટવું-ઘુંટાવવું, ઘુંટાવે છે. ,,
વધવું-વધારવું, વધારે છે.
ફંસવું-ફંસાવવું, ફસાવે છે, ફસાડે છે.
જોવું-જોવડાવવું } જોવડાવે છે.
જોવરાવવું } જોવરાવે છે.
કૂટવું-કુટાવવું, કુટાવે છે.
મૂકવું-મુકાવવું, મુકાવે છે.
છૂટવું-છોડાવવું, છોડાવે છે. (ઉ ને ઓ, અને ટ ને ડ)
ફૂટવું-ફોડાવવું, ફોડાવે છે.
નાસવું-નસાડવું, નસાડે છે.
ભાગવું-ભગાવવું, ભગાડે છે.
જીવવું-જિવાડવું, જિવાડે છે.
પકડવું-પકડાવવું, પકડાવે છે.
દેખવું-દેખાડવું, દેખાડે છે.
કહેવું-કહેવડાવવું, કહેવડાવે છે.
જમવું-જમાડવું, જમાડે છે.
પડવું-પાડવું, પાડે છે.
પકડવું-પકડાવવું, પકડાવે છે.
હીંડવું-હિંડાવવું, હિંડાવે છે.
ચાલવું-ચલાવવું, ચલાવે છે.
નાચવું-નચાવવું, નચાવે છે.
સીવવું-સિવડાવવું, સિવડાવે છે. સિવરાવે છે.
કોપવું-કોપાવવું, કોપાવે છે.
હંસવું-હંસાવવું, હંસાવે છે.
નાસવું-નસાડવું, નસાડે છે.
બેસવું-બેસાડવું, બેસાડે છે.
બળવું-બાળવું, બાળે છે. (આદિ અને દીર્ઘ

દાઝવું–દઝાડવું, દઝાડે છે.
બનવું–બનાવવું, બનાવે છે, બનાવરાવે છે.
ખાવું–ખવડાવવું, ખવડાવે છે, ખવરાવે છે.
પાવું– } પાય છે.
પીવું– } પિવડાવવું, પિવડાવે છે.
પિવરાવવું, પિવરાવે છે.
પામવું–પમાડવું, પમાડે છે.
રાંધવું–રંધાવવું, રંધાવે છે.
જમવું–જમાડવું, જમાડે છે.
પાથરવું–પથરાવવું, પથરાવે છે.
પાઠવવું–પઠવાવવું, પઠવાવે છે, મોકલે છે.
ઊંઘવું–ઉંઘાડવું, ઉંઘાડે છે.
ઊડવું–ઉડાવવું, ઉડાડે છે.
જાગવું–જગાડવું, જગાડે છે.
ધાવવું–ધવરાવવું, ધવરાવે છે.
ધસવું–ધસાવવું, ધસાવે છે.
નભવું–નભાવવું, નભાવે છે.
નમવું–નમાવવું, નમાવે છે.
તોળવું–તોળાવવું, તોળાવે છે.
તૂટવું–તોડવું, તોડે છે. (ટ ને ડ થાય છે.)
થોભવું–થોભાવવું, થોભાવે છે.
તેડવું–તેડાવવું, તેડાવે છે.
તલસવું–તલસાવવું, તલસાવે છે.
અલસાવું–અલસાવવું, અલસાવે છે.
આંજવું–અંજાવવું, અંજાવે છે. (આદિ અકારને હ્રસ્વ)
અપમાનવું–અપમાનાવવું, અપમાનાવે છે.
મૂકવું–મુકાવવું, મુકાવે છે, મુકવાવે છે.

સૂકવું-સુકાવવું, સુકાવે છે.
માંગવું-મંગાવવું, મંગાવે છે.
માંડવું-મંડાવવું, મંડાવે છે.
મેટવું } મેટાવવું, મેટાવે છે.
મેટાડવું, મેટાડે છે.
માપવું-મપાવવુ, મપાવે છે.
ફેરવું-ફેરવવું, ફેરવે છે. (આદિ અ ને એ)
પામવું-પમાડવું, પમાડે છે.
પાકવું-પકાવવુ, પકાવે છે.
પળવું-પાળવવુ, પાળવે છે, પાળે છે.
હારવું-હરાવવું, હરાવે છે.
(આદિ સ્વર હ્રસ્વ)
તેડવું-તેડાવવું, તેડાવે છે.
તોલવું-તોલાવવું, તોલાવે છે.
તાપવું-તપાવવું, તપાવે છે.
બનવું-બનાવરાવવું, બનાવરાવે છે, બનાવે છે.
બદલવું-બદલાવવું, બદલાવે છે.
બણવું-બણાવરાવવું, બણાવરાવે છે.
વહેવું-વહાવવું, વહાવે છે.
બહેવડાવવું, બહેવડાવે છે.
બળવું-બાળવું, બાળે છે.
દાઝવું-દઝાડવુ, દઝાડે છે.
ધાવવું-ધવરાવવું, ધવરાવે છે.
નડવું-નડાવવું, નડાવે છે.
ધૂણવું-ધુણાવવું, ધુણાવે છે.
ધુતવું-ધુતાવવું, ધુતાવે છે.
ધીરવું-ધિરાવવું, ધિરાવે છે.

## ભૂતકૃદંત

૧. ભૂતકૃદંત બનાવવા માટે બધાય ધાતુઓની આગળ ય પ્રત્યય લાગે છે.

૨. ધાતુ સ્વરાંત હોય તેનાથી યેલ પ્રત્યય પણ લાગે છે.

૩. ધાતુ હલંત હોય તો તેનાથી એલ પ્રત્યય પણ લાગે છે.

૪. ય પ્રત્યયાંત, એલ પ્રત્યયાંત અને યેલ પ્રત્યયાંત શબ્દોની પ્રથમા વિભક્તિમાં જે રીતે રૂપો બને છે, તે રીત નીચે લખેલ છે.

૫. (ક) ધાતુ સ્વરાંત હોય કે વ્યંજનાંત હોય, તેની આગળ ય પ્રત્યય મૂકયા પછી તે શબ્દની પ્રથમા વિભક્તિમાં એકવચનમાં ઓ પ્રત્યય અને બહુવચનમાં આ પ્રત્યય લાગે છે. (ખ) ય પ્રત્યયાંત (ભૂતકૃદંત) કેવળ પ્રથમા વિભક્તિમાં વપરાય છે.

ઉદાહરણ–

| **એકવચન** | **બહુવચન** |
|---|---|
| ગયો | ગયા |

ય પ્રત્યયાંતના આટલા જ રૂપો બને છે.

| | | એકવચન | બહુવચન |
|---|---|---|---|
| આવ | ધાતુ | આવ્યો | આવ્યા |
| ભણ | ,, | ભણ્યો | ભણ્યા |
| લખ | ,, | લખ્યો | લખ્યા |
| જોવું | ,, | જોયો | જોયા |
| રહેવું | ,, | રહ્યો | રહ્યા |

યેલ પ્રત્યયાંત ભણેલ શબ્દનાં રૂપો.

| જવું ધાતુ | | એકવચન |
|---|---|---|
| | પહલી વિ. | ભણેલો |
| | બીજી ,, | ભણેલાને |

| | | |
|---|---|---|
| ત્રીજી ,, | ભણેલાવડે | ભણેલાવોવડે |
| ચોથી ,, | ભણેલામાટે | ભણેલાવોમાટે |
| પાંચમી ,, | ભણેલાથી | ભણેલાવોથી |
| ષષ્ઠી ,, | ભણેલાના, ની, નું, નો | ભણેલાવોના, ની, નું, નો |
| સાતમી ,, | ભણેલામાં, પર, ઉપર | ભણેલાવોમાં, પર, ઉપર |

નિયમ–૧. પ્રથમા વિભક્તિના એકવચનમાં એલ પ્રત્યયાંત શબ્દના અંતિમ અનો લોપ કરવો અને પછી ઓ પ્રત્યય લગાડવો.

૨. પ્રથમા વિભક્તિના બહુવચનમાં, એલ પ્રત્યયાંત શબ્દના અંતમાં આ પ્રત્યય લગાડો અને પૂર્વના અ ની સાથે તે આ નીં દીર્ઘ સંધિ કરો.

૩. બીજી વિભક્તિથી સાતમી વિભક્તિ સુધી એક વચનમા અ ને આ કરીને વિભક્તિ લગાડો. તેમજ બહુવચનમાં અ ને આવો કરીને વિભક્તિ લગાડો.

૪. અકારાંત, આકારાંત, ઓકારાંત ધાતુ આગળ એલ પ્રત્યય લગાડો.

૫. જવું ધાતુને એલ પ્રત્યય લગાડતાં જ ને ગ કરો.

જવું ધાતુ–ગયેલ. એમજ વણેલ, સડેલ, જડેલ, ભણેલ, લખેલ, જોયેલ, સાંભળેલ, દર્શાવેલ, સંભળાવેલ, ઇત્યાદિ.

### નરજાતિ ગયેલ શબ્દનાં રૂપો

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્રથમા | ગયેલ | ગયેલા |
| બીજી | ગયેલાને | ગયેલાવોને |
| ત્રીજી | ગયેલાથી | ગયેલાવોથી |
| ચોથી | ગયેલા માટે | ગયેલાવો માટે |
| પાંચમી | ગયેલાથી, થકી | ગયેલાવોથી, થકી |

| | | |
|---|---|---|
| ષષ્ઠી | ગયેલાના, ની, નું, નો | ગયેલાવોના, ની, નું, નો |
| સાતમી | ગયેલામાં, પર, ઉપર | ગયેલાવોમાં, પર, ઉપર |

## નારીજાતિ ગયેલ શબ્દનાં રૂપો

| | |
|---|---|
| ગયેલી | ગયેલિયો |
| ગયેલીને | ગયેલિયોને |
| ગયેલીવડે, થી | ગયેલિયોવડે, થી |
| ગયેલીને, માટે | ગયેલિયોને, માટે |
| ગયેલીથી, થકી | ગયેલિયોથી, થકી |
| ગયેલીના, ની, નું, નો | ગયેલિયોના, ની, નું, નો |
| ગયેલીમાં, પર, ઉપર | ગયેલિયોમાં, પર, ઉપર |

## હેત્વર્થ કૃદંત

હેતુ એટલે પ્રયોજન બતાવવા માટે ધાતુની આગળ **અવા** અને **અવામાટે** પ્રત્યય લાગે છે તે હેત્વર્થ કૃદંત (તુમુન્) કહેવાય છે. જેમકે–

**જમવું**–જમવા, જમવામાટે
**લખવું**–લખવા, લખવામાટે
**ગાવું**–ગાવા, ગાવામાટે
**પીવું**–પીવા, પીવામાટે
**આરંભવું**–આરંભવા, આરંભવા માટે
**સીવું**–સીવા, સીવામાટે
**જવું**–જવા, જવામાટે
**લેવું**–લેવા, લેવામાટે
**ભણવું**–ભણવા, ભણવામાટે
**લખવું**–લખવા, લખવામાટે

## પૂર્વકાલિક-ક્રિયાદર્શક પ્રત્યય

પૂર્વકાલિક ક્રિયા કહેવા માટે ધાતુ આગળ-ઈ અથવા ઈને આ બે પ્રત્યયો આવે છે. પૂર્વકાલિક એટલે બીજી ક્રિયાપૂર્વે જે ક્રિયા કરવી હોય તેના માટે જ આ બે પ્રત્યયોમાંથી કોઈ એક આવે છે. જેમકે–

ધાતુ-જમવું-જમી, જમીને
લખવું-લખી, લખીને
ગાવું-ગાયી, ગાયીને (યનો આગમ)
સાંભળવું-સાંભળી, સાંભળીને
ભણવું-ભણી, ભણીને
જવું-જયી, જયીને.

ઉદાહરણ, મોહન તું નિશાળે જયી આવ,
સોહન તમે જમીને આવો,
,, ભણીને ,,
નિશાળથી આવીને ખાવો
,, આવી બેઠા એટલે આવીને બેઠા
ચાળીપાળી સુયી ગયો એટલે ચાળીપાળીને સુયી ગયો.

**નોંધ**–ઈ અને ઈને આ બન્ને પ્રત્યયો તેમજ હેત્વર્થ કૃદંત પ્રત્યય જેની આગળ લાગે છે તે અવ્યય પદ બને છે. માટે **જમવા, જમવામાટે, જમી, જમીને** અવ્યય થાય છે. એટલે તેનાથી લિંગ અને સખ્યાની પ્રતીતિ થતી નથી.

### વાનો હુમુન

કોઈ પણ ધાતુ આગળ **વાનો** પ્રત્યય લગાડ્યા પછી અકારાંત, આકારાત ધાતુના અંતે અવાનો આગમ થાય છે. **આગમ** જેને થાય છે તેના અંતે જ તે આગમ મુકાય છે. જેમકે–

ધાતુ-ખાવું-ખાવાનો

જવું–જવાનો
ઊંઘવું–ઊંઘવાનો
જો ધાતુ ઓકારાંત હોય તો તેની આગળ **વા** પ્રત્યય લાગે છે-
આ નો પ્રત્યય ત્રણે કાલ સાથે સંબંધ ધરાવે છે. જેમકે–
જોવું–જોવાનો
હું કાશી જવાનો છું.
તે ,, ,, હતો
હું જો અમૃતસર જવાનો હોયિશ તો તમને પત્ર લખિશ.
તે આવવાનો હશે તો તાર કરશે.

## વી, વું, વો પ્રત્યય

ઇચ્છા દર્શાવવા માટે અથવા આવશ્યકતા બતાવવા માટે ધાતુ આગળ વું પ્રત્યય લગાડાય છે. આ વું પ્રત્યય સંસ્કૃતના **તવ્ય** અને **અનીય** પ્રત્યયનો અર્થ કહે છે.

મારે આજે કાશી જવું છે,
તેણે હિસાબ કરવો છે,
મારે રોટી ખાવી છે,
તેણે સ્નાન કરવું છે.
મારે પર્વતો જોવા છે?
મારે લેખ લખવો છે,
તેણે કવિતા લખવી છે,
મારે ગુજરાત–સૌરાષ્ટ્રની નદિયો જોવી છે,

કોઈ પણ ભવિષ્યતકાલની ક્રિયા બતાવવા માટે ધાતુ આગળ **વી, વું, વો** અથવા આના બહુવચન વપરાય છે. પણ બહુવચનમાં વનો જોવાં છે, નદિયો જોવી છે, પર્વતો જોવા છે આ રીતે પ્રયોગ થાય છે, જેમકે–

"ભોમિયા વિના મારે જોવા'તા ડુંગરા." (ઉમાશંકર જોષી)

## કર્ત્રર્થ કૃદંત

જ્યારે કોઈ માણસ કોઈ ક્રિયા કરવાનો હોય ત્યારે ધાતુવોથી અમુક પ્રત્યય લાગે છે. તે કર્ત્રર્થ પ્રત્યય કહેવાય છે અને તે પ્રત્યયો કૃતસંજ્ઞાવાળા હોવાથી, જેને તે લાગે છે તે કૃદંત કહેવાય છે.

### નાર–અનાર પ્રત્યય

| | |
|---|---|
| જોવું–જોનાર | ચાલવું–ચાલનાર |
| ભણવું–ભણનાર | આપવું–આપનાર |
| લખવું–લખનાર | ઈચ્છવું–ઇચ્છનાર |
| રડવું–રડનાર | આવવું–આવનાર |
| હસવું–હસનાર | જવું–જનાર |

જો ધાતુ અકારાંત હોય તો તેની આગળ **અનાર** પ્રત્યય લાગે છે. તે સિવાયના ધાતુવો આગળ **નાર** પ્રત્યય લાગે છે.

આ **અનાર** અને **નાર** પ્રત્યયાંત શબ્દની ત્રણે જાતિ હોય છે. જેમકે—

### નરજાતિ

| **એકવચન** | **બહુવચન** |
|---|---|
| જોનાર કે જોનારો | જોનારા |
| ભણનાર કે ભણનારો | ભણનારા |
| રડનાર કે રડનારો | રડનારા |
| ઇચ્છનાર કે ઇચ્છનારો | ઇચ્છનારા |

### નારીજાતિ

| | |
|---|---|
| જોનારી | જોનારિયો |
| ભણનારી | ભણનારિયો |
| રડનારી | રડનારિયો |
| ઇચ્છનારી | ઇચ્છનારિયો |

નાન્યતરજાતિ

| | |
|---|---|
| જોનારૂં–રું | જોનારાં |
| રમનારૂં–રું | રમનારાં ઇત્યાદિ. |

પ્રેરણાર્થક ધાતુવો પછી પણ આ નાર પ્રત્યય લાગે છે જેમકે—

| | |
|---|---|
| સંભળાવવું–સંભળાવનાર | ભણાવવું–ભણાવનાર |
| જોવરાવવું–જોવરાવનાર | લખાવવું–લખાવનાર |

નારીજાતિમા એકવચનના અંતે ર ને રી કરો અને બહુવચનમા રિયો.

—:o:—

કેટલાક ધાતુવોથી પર કેટલાક પ્રત્યયો લગાડીને ભાવવાચક શબ્દો બનાવવામાં આવે છે, જેમકે—કી અને ણી પ્રત્યય.

| | |
|---|---|
| ડૂબવું–ડૂબકી | સરવું–સરત |
| બાંધવું–બાંધણી | લપવું–લપત |
| ગૂંથવું–ગૂંથણી, ગૂંથણ | ભણવું–ભણત |
| રાંધવું–રાંધણી | અતર |
| આંકવું–આંકણી | ભણવું–ભણતર |
| ઓઢવું–ઓઢણી | ચણવું–ચણતર |
| ઢાંકવું–ઢાંકણી, ઢાંકણ | વણવું–વણતર |
| ચેતવું–ચેતવણી (વતો આગમ) | અન |
| સાચવું–સાચવણી ( ,, ) | પાલવું–પાલન |
| માપવું–માપણી | રક્ષવું–રક્ષણ |
| અત પ્રત્યય | જોવું–દર્શન (નિપાતિત) |
| ગમવું–ગમત | રટવું–રટણ |
| રમવું–રમત | ભાપવું–ભાપણ |
| તરવું–તરત | કરવું–કરણ |
| મળવું–મળત | હસવું–હસન |
| ભરવું–ભરત | વદવું–વદન |

મરવું–મરણ
હાલવું–હાનન
ડોલવું–ડોનન
ચાલવું–ચાલન
સંચાલવું–સંચાલન
ગર્જવું–ગર્જન

આમણ

શીખવું–શિખામણ
(દીર્ઘ સ્વર ને હ્રસ્વ)

અણી

માપવું–માપણી
કમાવું–કમાણી
દોરવું–દોરવણી
વરવું–વરણી
ધરવું–ધરણી
કરવું–કરણી
ચાલવું–ચાલણી

અક

બેસવું–બેઠક
(અહિ સ ને ઠ નિપાતિત છે)
આવવું–આવક
જાવું–જાવક
મારવું–મારક
ગાવું–ગાયક
(અક અને અન પ્રત્યયપૂર્વે ગા અને પ્રત્યયની વચમાં યકારનો આગમ થાય છે)

ગ્રહવું–ગ્રાહક
(અહિ અ ને આ થયો છે.)
ગ્રાહવું–ગ્રાહક
શોષવું–શોષક
પોષવું–પોષક

આણું

દળવું–દળાણુ

આચી

લડવું–લડાયી
ચડવું–ચડાયી
કમાવું–કમાયી

આવુ

ઉડવુ–ઉડાવુ
કમાવું–કમાવુ
વેચવું–વેચાવુ
ખર્ચવું–ખર્ચાવુ
ઉડવું–ઉડાવુ
ચાલવું–ચલાવુ–કામચલાવુ
ટકવું–ટકાવુ
બેચવું–બિકાવુ
(અહિ ધાતુના એ ને ઇ થાય છે અને ચ ને ક થાય છે.)

ખોર–શબ્દાંત

ખોર–સંઘરાખોર
હરામખોર
ઘૂસણખોર
લાંચખોર

**આલ**

ખર્ચવું–ખર્ચાલ

ધમવું–ધમાલ

**આટ**

વણવું–વણાટ

ખળભળવું–ખળભળાટ

સોસવું–ઓસવાટ

ચમકવું–ચમકાટ

થરથરવું–થરથરાટ

કગરવું–કગરાટ

**ણ**

લેવું–લેણ

દેવું–દેણ

વેચવું–વેચાણ (અ ને આ)

ખેંચવું–ખેંચાણ

લખવું–લખાણ

**આવુ**

ઉડવું–ઉડાવુ

કમાવું–કમાવુ

**આટ**

વણવું–વણાટ

વડવડવું–વડવણ

ગભરાવું–ગભરાટ

કલકલવું–કલકલાટ–કકરાટ

ધમધમવું–ધમધમાટ

**આપ**

મળવું–મેળાપ (મમાં અ ને એ)

તરવું–તરાપ

આમણ-શિખામણ, પહેરામણ, સિવામણ, ભલામણ, રડિયામણ.

આરી–પથારી, સવારી, કંપારી, અંધિયારી.

આરો–લૂંટારો, બંધારો, પથારો, રણારો.

આવ–ચડાવ, પડાવ, ઠરાવ, બચાવ, મચાવ, ગરકાવ.

આવટ–બનાવટ, રુકાવટ, સજાવટ, થકાવટ.

આલ–શરમાલ.

ઈ–બોલી, ચોરી, ઠોરી, પોરી (ભાર્ગ)

ચલ–અડિયલ, ચિડિયલ

ણ–લેણ, દેણ.

ઓ–આખાબોલો.

ણંક–વર્તણુંક.

વાડ–ગંદવાડ.

તી–પડતી, ચડતી.
ત–આવડત.　(ડનો આગમ)
તો–દેખીતો, જાણીતો, માનીતો, ઓળખીતો.
ઉ–આલુ, લાગુ, ખેડુ, ઉતારુ, બજારુ.
એર–ખંડેર
એલ–વંઠેલ, બગડેલ પાળેલ, રાખેલ.
ઓ–ઝરો, અડો, ઘડો, ઘડો.
કણુ–બીકણુ, મારકણુ, બોલકણુ, ભટકણુ, લટકણુ,
કણી–ઝાટકણી, લડકણી, રડકણી.
ણુંક–વર્તણુંક.
વાડ–મંદવાડ, ગંદવાડ.
આટ–ખળભળાટ, સોસવાટ, બડબડાટ, વસવાટ, ખડખડાટ.
આણુ–દબાણુ, રોકાણુ, મોકાણુ, ચઢાણુ.
અના–ખેવના.
કણા–લડકણા, બોલકણા, ભટકણા.
ઈતો–જાણીતો, માનીતો, દેખીતો.
થોડા ધાતુઓના ભૂતકૃદંત રૂપો—

| ધાતુ | નરજાતિ | નારીજાતિ | નાન્યતરજાતિ |
|---|---|---|---|
| લખવું | લખ્યો,–લખેલો | લખ્યી*,–લખેલી | લખ્યું–લખેલું. |
| ભણવું | ભણ્યો, ભણેલો | ભણ્યી, ભણેલી | ભણ્યું–ભણેલું. |
| જાણવું | જાણ્યો, જાણેલો | જાણ્યી, જાણેલી | જાણ્યું–જાણેલું. |
| નહાવું | નહાયો, નહાયેલો | નહાયી, નહાયેલી | નહાયું–નહાયેલું |
| આવવું | આવ્યો, આવેલો | આવી, આવેલી | આવ્યું, આવેલું |

*વ્યંજનાંત ધાતુઓ આગળ નારીજાતિ–બોધક એકવચન પ્રત્યય લગાડીને યનો લોપ કરવાની પ્રવૃત્તિ છે તે અશાસ્ત્રીય છે.

**હોવું** ધાતુથી જ્યારે વર્તમાન કૃદંત બનાવવા માટે **અત્** પ્રત્યય લાગે છે ત્યારે **વું** નો લોપ કર્યા પછી **હો** માં રહેલ **ઓ**નો પણ લોપ કરવો. પછી **હ** સાથે **અત્** પ્રત્યય લગાડો. ત્યારે **હત્** બનશે. પછી જાતિબોધક પ્રત્યય લગાડવાથી **હતો–હતા, હતી–હતાં, હતું–હતાં** આવા રૂપો પહેલી વિભક્તિમાં બને છે.

આ ૭ રૂપો કોઈ પણ ધાતુના વર્તમાન કૃદંત અને ભૂતકૃદંત સાથે આવશ્યકતાનુસાર જોડાય છે. જેમકે—

| વર્તમાનકૃદંત | ભૂતકૃદંત–૧ | ભૂતકૃદંત–૨ |
|---|---|---|
| આવતો હતો | આવ્યો હતો | આવેલો હતો |
| આવતી હતી | આવી હતી | આવેલી હતી |
| આવતું હતું | આવ્યું હતું | આવેલું હતું |

## (સામાન્ય ભૂત)

ગય અને ગયેલના પ્રયોગની આ પ્રમાણે પદ્ધતિ છે.

| | |
|---|---|
| રામ ગયો, | રાધા ગયેલી |
| રામ અને મોહન ગયા. | ગયેલી રાધા |
| જયા ગયી | વસ્તુ મળેલી |
| જયા અને વિજયા ગયાં | મળેલી વસ્તુ |
| ,, ,, રામ ,, | |

## આસન્નભૂત

ભૂતકૃદંતને છે પ્રત્યય લગાડીને આસન્નભૂત બનાવાય છે.

| એ. વ. | બ. વ. |
|---|---|
| ગયો છે | ગયા છે |
| ગયી છે | ગયાં છે |
| ગયું છે | ગયાં છે |

## પૂર્ણભૂત

ભૂતકૃદંતને હોવુંના ભૂતકાળનાં રૂપો લગાડીને પૂર્ણભૂત બનાવાય છે.

| એ. વ. | બ. વ. |
|---|---|
| ગયો હતો | ગયા હતા |
| ગયી હતી | ગયાં હતાં |
| ગયું હતું | ,, ,, |

હોવું ધાતુંના ભવિષ્યનાં રૂપો અંતમાં લગાડીને સંદિગ્ધભૂત નિર્દિષ્ટ થાય છે.

## સંદિગ્ધભૂત

| એ. વ. | બ. વ. |
|---|---|
| ગયો હશે | ગયા હશે |
| ગયી ,, | ગયાં ,, |
| ગયું ,, | ,, ,, |

## લકારાર્થ

આવુંછું. સંબોધનનો જવાબ.
જાવું, જાવુંછું. તું નિશાળે જાના, આનો ઉત્તર.
હમણાં જ આવુંછું. (ભવિ. આસન્નભૂત)
આવ્યો, એટલે આવુંછું
ભોજન બનાવુંછું. ભવિષ્ય માટે વર્તમાન
જાવુંછું એટલે હમણા જ જઇશ.
લખુંછું એટલે હમણા જ લખીશ.
હું જાવું. (આજ્ઞા લેવા માટે)
તું ભણિશ નહિ? (પ્રશ્ન)
તમે ભણતા નથી.
તમે રાત્રે ઘરે નથી રહેતા
સમાનાર્થક } અત્યારે હું નથી રોકાતો
} અત્યારે હું નહિ રોકાયીશ.

શું થાય, શું થશે,
આ શું છે, શું હશે.
આવ્યો, (ભૂતકાલ) શીઘ્રતા બતાવવા માટે
આ ગયો, " "
નથી આવતો ? આવું છું.

સસ્કૃતમાં એક પ્રત્યય છે क. તે નામના અંતે રહે છે અને ઘણા અર્થોમા વપરાય છે.

"નાનો" અર્થમા-બાલક એટલે નાનો બાળક
"પ્રિય" અર્થમાં-પુત્રક એટલે પ્રિયપુત્ર ઇત્યાદિ

ગુજરાતી ભાષામાં પણ એવા અર્થમાં અને બીજા અર્થમાં પણ અમુક અક્ષરસમૂહ જોડીને બોલાય છે. જેમકે-

**નાનો**-નાનકડો, ખૂબ નાનો
**બાલ**-બાબૂડો, પ્રિય બાળક
**બાલૂ**-બાલૂડી, પ્રિય બાલિકા
**બોલનાર**-બોલકણો, બહુ બોલનાર. (વિશેષણ)
**મારનાર**-મારકણો, મારનાર
**ભટકનાર**-ભટકણો, ભટકનાર
**વધારે ખાનાર**-ખાઉધરો,
**રડનાર**-રડકણો, રડરડ કરનાર
**રુઠનાર**-રુઠકણો, રુઠનાર
**ખાનાર**-ખાઊ, વધારે ખાનાર

ધાતુ આગળ **નાર** પ્રત્યય કર્તા :અર્થમાં ( કૃત્). હસાવનાર, ભણનાર, જાગનાર, રડાવનાર, પીનાર, હસનાર, જિતાડનાર, ખાનાર, જોનાર, હરાવનાર, જનાર, વર્તનાર, બગાડનાર, રહેનાર, આવનાર, વગાડનાર, ઊંઘનાર.

## ગુજરાતી કૃત પ્રત્યયો

**અક**
- બેસવું–બેઠક,
- આવવું–આવક
- જવું–જાવક

**અકી**
- કૂદ–કૂદકી
- ડૂબ–ડૂબકી

**અણ**
- માગ–માગણ
- ધાવ–ધાવણ
- વળ–વળણ
- ચાલ–ચલણ, ચાલણ
- ગુચવ–ગુચવણ

**અણી**
- સિવ–સિવણી
- બાંધ–બાંધણી
- રાંધ–રાંધણી
- કર–કરણી
- ચેતવ–ચેતવણી
- ભાળવ–ભાળવણી
- આંક–આંકણી
- ઓછ–ઓછણી
- માપ–માપણી
- લિપ–લિપણી
- કાપ–કાપણી
- ચાવ–ચાવણી

**અણું**
- દળ–દળણું
- ગળ–ગળણું
- ચાવ–ચાવણું

**અણો**
- ધાવ–ધાવણો–ણું,

**અત**
- ગમ–ગમત
- રમ–રમત

**અતર**
- ભણ–ભણતર
- ચણ–ચણતર
- ગણ–ગણતર

**અવ**
- વેગ–વેગવ
- શિખ–શિખવ
- પાલ–પાલવ

**આણી**
- ચડ–ચડાણી
- લડ–લડાણી
- લખ–લખાણી

**આણું**
- ઉડ–ઉડાણું
- ખરચ–ખરચાણું

**આટ**
- ગગડ–ગગડાટ
- ધણ–ધણાટ

ગભર–ગભરાટ

ગરબડ–ગરબડાટ

વળવળ–વળવળાટ

**આણ, આણી.**

વેચ-વેચાણ

ખેંચ–ખેંચાણ

ટહે–ટહેણી, ટહાણી

ઉઘરા–ઉઘરાણી

**આપ**

મિલ–મિલાપ

**આમણ–આમણી**

શિખ–શિખામણ

પહેર–પહેરામણી

**આરી**

પાથર–પથારી

**આરો**

લુટ–લુટારો,

બંધ–બંધારો

**આવ**

ચડ–ચડાવ

પડ–ગડાવ

ઠર–ઠરાવ

**આવટ**

બન–બનાવટ

ચહા–ચહાવટ

**આળુ**

લાજ–લજાળુ

ઊંઘ–ઉંઘાળુ

શરમ–શરમાળુ

**ઈ**

બુડ–બુડી
બોલ–બોલી
ચોર–ચોરી

**ઇયલ**

અડ–અડિયેલ

ચડ–ચડિયેલ

**એણ**

દ–દેણ

લ–લેણ

કહ–કહેણ

**ઈત**

લખ–લખિત
શોભ–શોભિત
દેખ–દેખિત
લખલખ–લખલખિત
ચકચક–[illegible]કિત

ઉ

ચાલ–ચાલુ
લાગ–લાગુ
ભર–ભરુ
ખેડ–ખેડુ
ઉતાર–ઉતારુ

એર

ખંડ–ખંડેર

એલ

છાપ–છાપેલ
પાળ–પાળેલ

ઓ

લંગડ–લંગડો
બોલ–બોલો (સાચા બોલો)
ઝર–ઝરો
મર–મરો
તર–તરો

કણો

માર–મારકણો
બોલ–બોલકણો
બિહી–બિહીકણો
લડ–લડકણો
ભડ–ભડકણો

—:o:—

## ગુજરાતી ભાષામાં વપરાતાં થોડાં સંયુક્ત અને અનેકાર્થક ક્રિયાપદો

જા–બેસીજા
આવીજા
ચાલ્યોજા

દે–સુખી રહેવા દે
બોલવા દે
તેને ભણવા દે
,, લખવા દે
,, રડવા દે
આને મૂકી દે
નાખી દે

નાંખ–આ શબ્દ કાઢી નાંખ
આ પહેરણ ,, ,,
આ ટેવ ,, ,,

લે–આ પાઠ શીખી લે
 એનું સાહસ જોઈ લે
આવશ્યકતા હોય તો લાકડી લઈ લે
આ પથારી વીંટી લે
ધર્મનું ભાથું સાથે બાંધી લે
તેને જોઈ લે
આવ–વરસાદ પડ્યે એક અઠવાડિયું થવા આવ્યું
કોઈને સાથે લઈ આવ.
તેને કહો કે તે દોડી આવે.
૧. જવું–તમારે તમારું કામ કર્યે જ જવું, જડી ગયું, પીવાઈ ગયું, અપાઈ ગયું, જોવાઈ ગયું, થઈ ગયું, જડી ગયું (ખોવાયેલી વસ્તુ માટે),
કોઈ સાંભળે કે ન સાંભળે, તે બોલ્યે જ જાય છે.
ધર્મોપદેશને તે રટ્યે જ જાય છે.
કોઈ ના પાડે તો પણ તે પોતાનું કર્તવ્ય કર્યેજ જાય છે.
કર–આખો દિવસ તેવો બોલ્યા જ કરે છે.
ભગવાનની પ્રતિમાને તે જોયા જ કરે છે.
મહાત્મા ગાંધીજી દીનોની સેવા કર્યા જ કરો, એમ કહેતા.
રાખવું–તે બોલ્યે જ રાખે છે. } તે આખો દિવસ ખાધ્યેજ રાખે છે.
તમે બોલ્યેજ રાખો } ,, ,, ધબડાવ્યેજ રાખે છે.
હું બોલ્યેજ રાખું છું }
૨. જવું–ઊંઘી જા, આવી જા, આજે રહી જા, આપતો જા, લેતો જા.
લેવું–સાંભળી લે, પકડી લે.
નાખવું–આ પ્રશ્નપત્રો તપાસી નાખો.
આવા કજો પાડી નાખો.
આને મારી નાખો.

**રાખવું**–જોયી ગખ, સાભળી રાખ,
રોટલી કરી રાખ,

**શીખવું**–સસ્કૃત બોલવાનુ શીખી લે
સાચુ બોલતા શીખી જા
અગ્રેજી શીખ્યે જ છુટકો

**આવવુ**–તેને અહિ આવ્યે જ છુટકો

**છૂટવુ**–આ કામ કર્યા વિના છૂટકો નથી
તેને અહીથી નાકચ્ય જ છૂટકો
તુ આ કામમાથી છૂટી જા તો સારુ
નાકચા વગર છૂટકો નથી
ત્યા ગયા વગર છૂટકો જ નથી

**પડીજા**–કરી દેરી, પડી જા

**દોડીજા**–મોહન, તુ ઝટ દોડી જા

**પકડી લે**–આ છોકરો પડે છે, તુ આને પકડી લે,
હુ આવુ છુ, આને પકડી રાખ

**જોયી રાખ**–આવતી કાલે આ ફળને તોડિશુ, આજે જોયી રાખ
આવતી કાલે તારે એકલી જવુ છે, માર્ગ જોયી રાખ

**આવવુ**–ગગા આવી, યમુના આવી, સરયૂ આવી ગયી
(અહી બોલવાની પદ્ધતિ જાણવી છે ગગા-યમુના નથી આવતી અમે તેની પાસે પહોચિયે છિયે ત્યારે બોલિયે છિયે કે ગગા આવી ઇત્યાદિ)

**લે**–ભેટી લે, જોયી લે મારી લે, દે લે, લેયી લે, સહન કરી લે, દુખ આપી લે, દુર્જનને સજ્જન બનાવી લે

**ચાલવુ**–મારા વગર તેનુ ચાલશે જ નહિ
અહીથી ચાલ્યો જા
તુ ચાલ્યી જા

**થવું**–તુ અહિથી દૂર થા
તે તેનો બનેવી થાય છે
આ મારો ભાયી થાય છે
તે તેને ભારે થશે

પડવું–તે માથે પડશે
તે ચોરી તેના માથે પડશે
તે ઝાડ ઉપરથી નીચે પડશે
તું પડી જયીશ
તે માંદો પડ્યો
તે હૅમી પડ્યો
તેવો રડી પડ્યા

ગણવું–તે ફળો ગણે છે
હું તેને ગણતો નથી–ગણકારતો નથી
જે પ્રાણસંકટમાં પણ સત્ય બોલે તે વીર ગણાય છે.
અસત્યવાદી કાયર ગણાય છે
સત્યવાદી ધર્માત્મા અને વીર ગણાય છે
જનકકુમારી સીતા વીરાંગના ગણાયાં

લાગવું–તે કેવો લાગે છે ?
તે મને મહાત્મા લાગે છે.
તે ચોર જેવો નથી લાગતો.
,, ,, ,, લાગતો નથી.
મને લાગી આવે છે.
તેને આ સાંભળી લાગી આવ્યું.
તે તારો કોણ લાગે છે,
આ મારો ભાયી લાગે છે–થાય છે.

કરવું–તે પ્રેમ કરે છે, તે દ્રોહ કરે છે, તે રસોયી કરે છે, તે હઠ કરે છે, તે શાસ્ત્રાર્થ કરે છે, તે નજર કરે છે, તે શું કરે છે ? શાસ્ત્ર ધર્માધર્મનો નિશ્ચય કરે છે.

તરવું, તારવું–તે નદી તરે છે, તેવો ભવસાગર તરે છે, ધર્મ કરીને તેવો તરી ગયા, ઈશ્વરનું નામ લોકોને તારે છે, તેના મા–બાપ તરી ગયા.

થયી રહેવું, } રસોયી થયી રહી, તે શ્રમ તો કરતો જ નથી
થયી જવું } થયી રહ્યો પાસ, તે પંડિત થયી ગયો, રામ અને કૃષ્ણ થયી ગયા, આજે ઘી થયી રહ્યું છે,
આવી રહેવું } તે માંદી થયી ગયી, તેવો આજે તો આવી રહ્યા.

જવું–આજે મોહન લંડન જાય છે. ગયો ગયો મોહન લંડન.

રળવું–તે આખો દિવસ રળીરળી થાકે છે, પણ કશું મળતું નથી.

ચડવું–તે ઝાડ ઉપર ચડે છે, તે મોહનને ચડાવે છે તેથી તે ચડે છે, ચડાવનાર ઘણાં છે, તે કોઈના ચડાવે ચડતો નથી

જડવું–તેનો જોટો જડે નહિ, ખોવાયેલી વસ્તુ જડતી નથી, વીંટીમા નંગ જડાય છે.

બાંધવું–તે પ્રેમે બંધાય છે, હું વચનથી બંધાયાં ગયો, તે ગાંસડી બાંધે છે.

સાંધવું–તે ફાટેલું વસ્ત્ર સાંધે છે, ફાટેલાં હૃદયો સંધાતાં નથી. ઝઘડો સંધાયી ગયો.

ચાલવું–તે માર્ગ મૂકીને ચાલે છે, મન મૂકીને ચાલે છે, ધંધો ચાલે છે, અસત્ય બોલવા તેની હિંમત ચાલતી નથી, મારું ચાલે તો હું તેને ખાદી પહેરાવું, તે ઘરમાં ચાલે છે.

હાલવું–પાંદડાં હાલે છે, તે ઘરમાં જ હાલે છે, તે વચનથી હાલતો જ નથી.

| | |
|---|---|
| રાખી દે | કાઢી નાખ |
| લખી લે | લખી કાઢ |
| સાંભળી લે | ઓળંગી જા |
| જવા દે | પી જા |
| લેવા દે | બેસી જા |
| તોડવા દે | નાસી જા |
| ચોરવા દે | પેસી જા |
| બોલવા દે | ચાલી જા |
| નાખી દે | કરી લે |
| બોલી નાખ | ખાયી લે |

પી લે
ઉંઘ લયી લે
ચોપડી ઉપાડી લે
પડયા પડયા વાંચ્યા કર
ખાયા કર
આવ્યા કર
ઊંધ્યા કર
કર્યાં કર
લખ્યા કર
આખો દિવસ લખ્યા કરેછે.
સવારે ચાલ્યા જાય છે.
,, ચાલ્યો ,,
થતું આવે છે.
બગડતું જાય છે
સુધરતું જાય છે
આ સવાલ કરી ગખ
મારો ભાગ રાખી મૂકીશ
બેસી રહે છે
બેસી રહે
જાતો (જતો) રહે
કામ કરી રહે તો ચાલ્યો જયીશ
ચાલ્યો જા
આવી જા

જોયી જા
ધોયી જા
લખી જા
રડી ઊઠયો
ચોકી ,,
જોયી રહ્યો
સાભળી રહ્યો
થયી ગયો, ગયું, ગયી
આવી જા
નાશી જા
બોલી જા
ચૂપ થયી જા
ભણી જા
ભણાવી જાવો
ઊંઘી જાવો
મારી દે
લખી લે
સાંભળી લે
ધોયી નાખ
ખોયી ,,
કરી ,,
ગારી ,,
ચડી બેઠ

## ઇચ્છાદર્શાવનાર વાકય

સંસ્કૃત ભાષામાં ઇચ્છા બતાવવા માટે સન્ પ્રત્યય છે, જે ધાતુની આગળ (પૂર્વે નહિ) લગાડવામાં આવે છે. પણ ગુજરાતી ભાષામાં આવું કશું નથી. સામાન્ય રીતે જ બોલાય છે, **હું ભણવા ઇચ્છું છું.**

## નાર-પ્રત્યય

પુંલિંગમાં નાર અને સ્ત્રીલિંગમાં નારી અને નપુંસકલિંગનાં નારું પ્રત્યય કોઈ પણ ધાતુ પછી જોડીને ઇચ્છા દર્શાવી શકાય છે. જેમકે—

**હું રામનવમીના સમયે ત્યાં આવનાર છું**—આવવાની ઇચ્છા રાખું છું, આવવાનો નિશ્ચય કર્યો છે, આવા અર્થો આ વાક્યથી સમજાય. પણ સંસ્કૃતમાં જેમ **विपठिपति ભણવા ઇચ્છે છે** આમ એક અલગ ક્રિયા જ બને છે, તેવી રીતે ગુજરાતી ભાષામાં નથી. આવનાર છું, આવવાનો છું, ઇત્યાદિ પ્રત્યયો લગાડીને સન્ પ્રત્યયનું કામ લેવાય છે. **મારે ખાવું છે.** આ રીતે પણ બોલાય છે. અહીં **મારે** આ કર્તામાં ત્રીજી વિભક્તિનું રૂપ છે.

એટલે વું પ્રત્યયાંત ભાવવાચક શબ્દથી ક્રિયાનો બોધ હોય છે અને કર્તામાં ત્રીજી વિભક્તિ બોલાય અને લખાય છે. જેમકે—મારે આવવું છે, મારે જવું છે, મારે વાંચવું છે, મારે રાંધવું છે, તેણે ખાવું છે, તેણે અહિં બે માસ સુધી રહેવું છે.

## હેતુહેતુમદ્‌ભૂતકાલ

સંસ્કૃત ભાષામાં એક **હેતુહેતુમદ્‌ભૂતકાલ** છે. પણ તે ગુજરાતી ભાષામાં પૃથક્‌અર્થ પૃથક્‌સ્વરૂપ લઈને રહેલો નથી. પણ આ અર્થ વ્યક્ત કરવા માટે ગુજરાતીભાષાની પાસે પોતાનું સાધન છે જ.

**જો હું રામને જોઈશ તો સંતુષ્ટ થઈશ.**

આના માટે સંસ્કૃતમાં એક રૂપ છે.

**रामम् अद्राक्ष्यं चेत् संतुष्टः अभविष्यम्**

આવા પ્રયોગને સંસ્કૃતમાં **હેતુહેતુમદ્‌ભૂત** કાલ કહે છે. આની રચનામાં સંસ્કૃતભાષા એક વિલક્ષણ પદ્ધતિ રાખે છે. તે પદ્ધતિ ગુજરાતી ભાષામાં નથી.

જો તે આવ્યો હોત, તો હું ગયો હોત,
,, ,, આવશે તો હું જઈશ.
આવે તો હું જાઉં

આ બધા અર્થો સંસ્કૃત ભાષામાં એક જ પદ્ધતિયે કહેવાય છે.

*** સમાપ્ત ***

## ઉપદેશ-દશક.

ઉઠો સવારે બાળકો, લો શ્રીહરિનું નામ,
ઉઠતાંવેંત વડીલને, નિત્યજ કરો પ્રણામ. ॥૧॥
કરો પ્રાર્થના ઈશની, સાથ આપજો તાત,
જીભ કદી મારી નહી, બોલે મિથ્યા વાત. ॥૨॥
સત્ય એજ ભૂષણ સુભગ, દૂષણ મહા અસત્ય,
તેથી ત્યજી અસત્યને, બોલો નિત્યજ સત્ય. ॥૩॥
સૌની સાથે મિત્રતા, બાંધો સદા સુબાલ,
શાંતિ અને નિશ્ચિંતતા, મનમાં રહે ત્રિકાલ. ॥૪॥
નમ્ર બનો, સાદા રહો, ગર્વ કરો નહિ ક્રોધ,
વૃદ્ધ જનોની આ ગિરા, માનો, મન સુખ હોય. ॥૫॥
વિદ્યા સૌનું છે સદા, ભૂષણ પરમ અમૂલ્ય,
જેની પાસે તે રહે, તે છે સદા અતુલ્ય. ॥૬॥
સાચું બોલો બાલકો, સાચું તમારો મિત્ર,
જો સાચા રહેશો તમે, થાશે કીર્તિ વિચિત્ર. ॥૭॥
ક્રોધ વિરોધ કદી નહીં, કરો તમો પ્રિય બાલ,
તેથી ચિંતાથી રહિત, રહેશો સદા નિહાલ ॥૮॥
અશુભ કથા નહિ સાંભળો, અશુભ ન બોલો બાળ.
નાશે અશુભ પવિત્રતા, મનની નિત્યજ લાલ. ॥૯॥
વિદ્યાગુરુ સૌથી, અધિક, જ્ઞાન-પ્રેમનું પાત્ર,
અનુકંપાથી જેમની, થશો . પ્રતિષ્ઠા-પાત્ર. ॥૧૦॥

સ્વામી ભગવદાચાર્ય.

## શ્રીસ્વામીજીના થોડા સંસ્કૃત ગ્રન્થો

૧. શુક્લયજુર્વેદનું — સંસ્કારભાષ્ય–સંપૂર્ણ
૨ સામવેદનું — સંસ્કારભાષ્ય–સંપૂર્ણ
૩. ઈશાદિ દશોપનિષદનું — સંસ્કારભાષ્ય
૪ વેદાંત દર્શન — વૈદિકભાષ્ય
૫ „ — ઔપનિષદભાષ્ય
૬. વિશિષ્ટાદ્વૈતદર્શન — સંસ્કૃત ટીકા
૭ ભારતપારિજાત — સંસ્કૃત–મહાકાવ્ય
૮. પારિજાતાપહાર — „ „
૯. પારિજાતસૌરભ — „ „
(આ ત્રણે કાવ્યો હિન્દીટીકા સાથે છે અને મહાત્મા ગાંધીજીના જીવનચરિતરૂપે છે.)
૧૦. રામાનન્દદિગ્વિજય — હિન્દીટીકા સાથે
૧૧. ગુજરાતી શબ્દાનુશાસન
૧૨. ભક્તિશાસ્ત્ર (ગુજરાતી ભાષા)
૧૩. શ્રીભગવદ્ગીતા — ગુજરાતી ભાષ્ય અ. ૨, ૧૨, ૧૩, ૧૫
(અદ્વૈતમતાનુસારી ભાષ્ય)
૧૪. „ સંસ્કૃત ભાષ્ય (વિશિષ્ટાદ્વૈતમતાનુસારી)
૧૫ વેદાંતનો અભ્યાસ — ગુજરાતી ભાષા
૧૬. ઈસ્ટ આફ્રિકામાં પ્રવચનો „ „

શ્રી સ્વામીજીના બધા ગ્રંથો મળવાનું સરનામું—

૧—ભક્તિભાગીરથી કાર્યાલય,
શ્રીનૃસિંહ નિકેતન રાયપુર, ઠેગાવાડા, **અમદાવાદ**

૨—ચૌખમ્બા સંસ્કૃત સીરીઝ ઓફિસ
ચૌખમ્બા, **વારાણસી**

૩—શ્રીસ્વામી ભગવદાચાર્ય આશ્રમ
મૈજપુર બોઘા, નરોડા રોડ, **અમદાવાદ**

૪—શ્રીચન્દનદેવી અધ્યાપિકા
“ માતૃસ્મૃતિ–બંગલા ”
કાશમીરા સોસાયટી
**અમદાવાદ–૭.**

નોંધ-શ્રી સ્વામીજીના બીજા હિન્દી ભાષાના સર્વ પુસ્તકો ઉપર જણાવેલા ઠેકાણેથી મળશે

# અથ ગુર્જર–શબ્દાનુશાસન

## [ ધાતુપાઠ ]

અકડાવું–સાધાનું અંગમાં ઝલાઈ જવું
અકળાવું–મુંઝાવું, કંટાળવું
અખડાવું–અફળાવું, અથડાવું, ટિચાવું
અઘવું–મળ ત્યાગ કરવો
અચકવું–અટકવું, ખમચાવું
અચકાવું–અચકવું
અછવાવું–ચણુઠો લાગવો, નીચેના રોપપર ઝાડની છાયા પડવી.
અછાવવું–નવું વાસણ વાપરવા કાઢવું
અજમાવવું–વાપરી જોવું, તપાસી જોવું.
અજવાળવું–ઘસીને ઉજળું કરવું, નામ કાઢવું, આબરૂ વધારવી.
અજવું–ટપકવું ઝમવું
અટકવું–થોભવું; ગતિ અથવા પ્રવૃત્તિ બંધ પડવી.
અટવું–રખડવું
અટાવું–અટવાવું, પીસાવું, છુંદાવું
અટવાવું–રખડવું, મુંઝાવું, કાયર થવું, પગમાં ભરાવવું.
અટેરવું–સૂતરને ફાળકા ઉપર ઉતારવું, હાથથી ગૂંચળી બનાવવી.
આંગળી કરીને બતાવવું.
અટોપવું–આટોપવું
અઠવાવું–સપડાવું
અડકવું–અડવું, સ્પર્શ કરવો.
અડપવું–ખંતથી મંડયા રહેવું.

અડબડવું–લથડવું, અડબડીયું.
અડવડવું–લથડવું, આમતેમ રખડવું.
અડવાળવું–મિશ્રણ કરવું, બગાડવું
અડવું–અડકવું, સ્પર્શવું, નડવું, વચ્ચે આવવું, ઘસાવું, નુકસાન લાગવું, લગોલગ થવું, પહોંચવું, ભડકીને અચકાવું, ડરવું.
અડાડવું–અડકાડવું, ઉમેરવું, ઘુસાડવું.
અડાવવું–ચમકાવવું, ગપ મારવી, ઓઢવવું, જૂઠું કહેવું, ઘણું-ખાવું, ઘુસાડવું
અઢાવવું–ઢોરને ચરવા મોકલવાં.
અઢેલવું–ટેકો દેવો
અણાવવું–આણે લાવે એમ કરવું, મંગાવવું.
અથડાવું– } રખડવું, ટિચાવું, ફાંફાં મારવાં, તકરાર થવી
અથડવું– }
અથાવું–મીઠું કે મસાલો ચડવો.
અદરકવું–આખરવું.
અધરકવું–આખરવું
અનુકંપવું–અનુકંપા કરવી, દયા આવવી.
અનુસરવું–પાછળ પાછળ જવું, ઉપદેશ પ્રમાણે કરવું
અપસરવું–દૂર ખસવું.
અપમાનવું–અપમાન કરવું
અફરાવું–વધુ ખાવાથી અકળાવું, આફરો ચડવો
અફાળવું– } ટીચવું, પછાડવું
અફળાવું– }
અભગરવું–ઉપકાર કરવો
અભડાવું–અભડાયેલા થવું, રજસ્વલા થવું
અભિસીંચવું–સીંચવું.
અભિવંદવું–અભિવંદન કરવું.

અમળાવું–આમળા ખાવા, વળ ચડવો, પેટમાં દુખવું, અતડા રહેવું.
અમૂંઝાવું–મુઝાવું
અર્પવું–આપવું, ભેટ કરવું.
અવખોડવું–વખોડવું
અવગણવું–અવગણના કરવી
અવટાવું–રખડવું, ચૂંક આવવી, ઘુંટાઇને એક રસ થવું.
અવતરવું–જન્મવું, નીચે ઊતરવું
અવધારવું–નક્કી કરવું.
અવરોધવું–અવરોધ કરવો.
અવહેલવું–અવગણવું.
અકળાવું–કચ્ટાવું, પીડાવું, પસ્તાવું, હિઝરાવું.
અળદાવું–થાકીને લોથ થઈ જવું, પિલાવું.
અળપાવું–સંતાવું.
અળસાવું–આળસથી અથવા કંટાળાથી છોડી દેવું.
અળોંસવું–માટીના કોરા વાસણને વાપરતાં પહેલાં અંદરની બાજુ તેલ ચોપડવું.
અંઘોળવું–નાહવું
અંજાવું–તેજને લીધે આંખ મીચાઈ જવી, બીજા આગળ ઝાંખા પડી જવું.
અંજાવવું–આંખમાં અંજન લગાડવું.
અંટવાવું–વચમાં અથડાયા કરવું, પગમાં દોરડું ભરાવાથી ગબડી પડવું.
અંટેવાવું–અંટવાવું.
અંતરાવું–રોકાવું, સપડાવું, ઘેરાઈ જવું
અંબળાવું–પેટમાં દુખવું, અતડા રહેવું, અમળાવું.
અંબોળવું–ખટાશ લગાડવી, ઉમેરવું, વધારવું.
આખડવું–રખડવું, ઠોકર ખાવી, લડી પડવું.
આઅરવું–અધરકવું

આખવું-ભાખવું, કહેવું.
આગરવું-સરખે અંતરે બંધ-પાટા નાખવા
આચકવું-ખેંચવું, આચકા સાથે લઈ લેવું.
આચરવું-કરવું, વર્તવું
આછટવું-ખખેરવું, પછાડવું
આછરવું-ઓસરવું, નરમ પડવું, પાથરવું
આટવું-જૂદી જૂદી એકઠસ કરવું
આટોપવું-સંકેલવું, પૂરું કરવું, બંધ કરવું, પતાવવું, એકઠું કરવું.
આઠવું-રખડવા જવું, ચરવા જવું.
આણવું-દૂરથી લાવવું, જઈને લાવવું.
આથમવું-અસ્ત પામવું. ન દેખાવું, પડતી દશામાં આવવું
આથરવું-પાથરવું, ગંજી કરવી, ઢાંકવું
આથવું-ગીકું મસાલો ચડે તેમ કરવું, ખમીર ચડાવવું,
આદરવું-આરંભવું, સત્કારવું.
આપવું-દેવું, સોંપવું
આફરવું-આફરવું, આફરો ચઢવો.
આફળવું-ટિચાવું, અફળી જવું.
આભડવું-અભડાવું, અડવું.
આમળવું-વળ દેવો, મચડવું,
આરડવું-ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો, ( ઢોર ઇત્યાદિનો )
આરંભવું- શરૂ કરવું.
આરોગવું-જમવું.
આરોહવું-ચડવું.
આલવું-આપવું.
આલાપવું-આલાપ સાથે ગાવું.
આલિંગવું-ભેટવું, છાતી સરસું ચાંપવું.
આલેખવું-રેખા કાઢવી, ચીતરવું, લખવું, દોરવું-

આલોચવું-વિચારવું.
આવકારવું-આવકાર આપવો.
આવટવું-નીવડવું, બદલાવું, ફરી જવું.
આવડવું-જાણવું, જ્ઞાન થવું.
આવરવું-ઢાંકવું વ્યાપવું, ઘેરવું.
આવર્તવું-ફરવું. ચકાકારે ઘૂમવું, ભેટવું, બાથમાં લેવું.
આવવું-આગમન થવું.
આશરવું-આશરો લેવો.
આસરડવું-અવાજ થાય એવી રીતે ખાવું.
આળેખવું-આલેખન કરવું.
આળોટવું-સ્ફૂર્તિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગબડવું, લોટવું.
આંકવું-લીટી દોરવી, કિંમતનો અડસટ્ટો આંકવો.
આંગમવું-ની સામે થવું, સૂઝવું.
આંચકવું-જોરથી એકદમ ખેંચવું.
આંજવું-આંખમાં લગાડવું, શેહમાં નાખવું, ઝાંખા પાડી દેવું, ચકિત કરી દેવું.
આંટવું-તાકવું, નિશાન માંડવું, ટળી જવું.
આંતરવું-ઘેરવું, અટકાવવું.
આંબવું-પહોંચાડવું, પકડી પાડવું.
ઇચ્છવું-ઇચ્છા રાખવી, આશા રાખવી.
ઈજારવું-સંતાપ કરવો.
ઈચવું-હાંસીને ખાવું, દંડાથી ગબીમાંની મોઇને ઉછાળી દૂર ફેંકવી.
ઈજવું-આપી દેવું, અર્પણ કરવું, અગિયારીમાં અગ્નિની સ્થાપના કરવી. અભિષેક કરવો, પ્રસન્ન કરવું, તેમ ઊંજવું.
ઈતરાવું-દેખાડો કરવો, ફૂલ મારવી.
ઉકણવું-નાસીજવું.

ઉકલવું-વધુ ગરમ થવું.
ઉકળવું-કોઈ વસ્તુને પાણીમાં મૂકી આગ પર મૂકી ખૂબ બાફવું.
ઉકાંસવું-ખોદી કાઢવું, બહાર કાઢવું, ધ્યાન પર લાવવું, ઉશ્કેરવું
ઉખડવું-ઉખડી જવું.
ઉખેડવું-ઉખેડી નાંખવું.
ઉગાડવું-ઉગે તેમ કરવું.
ઉગામવું-મારવા કોઇ વસ્તુ ઉપાડવી.
ઉગારવું-બચાવી લેવું, બચત કરવી.
ઉઘડવું-સ્પષ્ટ થઈ જવું, સાફ થઈ જવું.
ઉચારવું-ઉચ્ચારણ કરવું.
ઉચાળવું-તજવું, ખાલી કરવું, ઊચળવું.
ઉચેડવું- }
ઉછેડવું- } ઉતેડવું, ઉખાડવું, છાલ ઉતારવી.
ઉચેલવું-ઉલેચવું.
ઉચ્ચારવું-ખોલવું.
ઉછેદવું-જડમૂળથી કાઢવું.
ઉછેરવું-પાળી પોષી મોટું કરવું.
ઉજમાવું-ઉમંગમાં આવવું. ઊજમાવું.
ઉજાવું-દોડી જવું.
ઉજાસવું-ઉજાસ કરવો, પ્રકાશવું.
ઉજાળવું-ઉજળું કરવું.
ઉજેરવું-ઉછેરવું.
ઉઝરડવું- નખથી કે ધારવાળા હથિયારથી ઘસરડીને ઉખાડવું.
ઉટાંકવું-તોળવું.
ઉઠંગવું-અઢિંગવું.
ઉઠાવું-ઊંચકવું, ઉપાડવું, ઉપાડી જવું, ચોરવું, જાગવું.
ઉઠાવવું-ચગાવવું.

ઉણાવવું–ઊણું કરવું, ઓછું કરવું.
ઉતરડવું–સીવણ ઉકેલવું, છાલ અથવા ચામડી ઉતારવી.
ઉતેડવું–ઉતરડવું.
ઉથાપવું–ફેર કરવું, ઉલટાવવું, અનાદર કરવો, સામા થવું.
ઉથામવું–ઉંચકવું, ઉપાડવું, ઝીણવટથી તપાસવું, વ્યર્થ શ્રમ કરવો.
ઉદ્‌વું–ઊગવું.
ઉદ્‌ભવવું–જન્મવું.
ઉધડકવું–
ઉધરકવું– } હૃદયનું ધડકવું, ધ્રુજવું, ચોંકવું, બી જવું, ધૂણવું
ઉધેડવું–ઉચેલવું, છાલ ઉતારવી.
ઉધેરવું–ઘંટીમાથી લોટ કાઢવો.
ઉનાવું–હિજરાવું.
ઉપજવું–પેદા થવું.
ઉપાડવું–ઊંચું કરવું, ઉઠાવવું, મૂળમાથી ખેંચી કાઢવું, નાણા મૂકેલા હોય ત્યાથી લેવા, ચોરી કરવી, માંડવું.
ઉપાસવું–સેવાપૂજા કરવી
ઉફરાંટવું–ફેરવવું, પાસું ફેરવવું, ગો બદલવું, ગઈ ગુજરી સંભારવી.
ઉબાવું–દુગવાણું બનવું, કોવાવું.
ઉબેલવું–
ઉભેલવું– } વળ ઉકેલે એમ કરવું, વાવેલું ઉખેડી નાખવું.
ઉભારવું–રાખમાથી અગ્નિ બહાર કાઢવો.
ઉભેળવું–વળ ઉકલે એમ કરવું.
ઉમેરવું–હોય તેમાં વધારો કરવો.
ઉમેળવું–આમળીને મૂલમાંથી ઉખેડી નાંખવું.
ઉરાડવું–ઉડાડવું.
ઉલાળવું–ઉલળે એમ કરવું, ઉલાળવું, અધવચ મૂકી દેવું, દેવાળું કાઢવું.

ઉલેચવું–થોડે થોડે પ્રવાહી વસ્તુને બહાર કાઢવું.
ઉલ્લેખવું–નિર્દેશ કરવો, વર્ણવવું.
ઉશેટવું–તિરસ્કારથી ફેંકવું.
ઉશ્કેરવું–ઉત્તેજિત કરવું, ભંભેરવું.
ઉસરડવું–એકઠું કરવું, એકઠું કરી નાખી દેવું.
ઉસારવું–ઉપાડવું, ઘસી ને ઉસરડી લેવું.
ઉસેટવું–ફેંકી દેવું તિરસ્કારથી.
ઉસેડવું–ઉસરડવું.
ઉસેવવું–સૂતર અથવા રેશમને રંગ ચઢાવવા માટે ઊસના ખારવાળા ઉકાળામાં બોળી રાખવું.
ઊકણવું–નાસી જવું.
ઊઘડવું–ખૂલવું, ખીલવું, સ્પષ્ટ થવું.
ઊઘળાવું–જાન કરવું, પરણવા નીકળવું, ફજેત થવું.
ઊચકવું–ઊંચું કરવું, માથે લેવું, ઠપકો આપવો, ધમકાવવું.
ઊચડવું–ઉખાડવું.
ઊચણવું–છૂટું કરીને ગોઠવવું (રેશમના તાર આદિને).
ઊચરવું–ઉચ્ચારવું, બોલવું.
ઊચવવું–ધીરવું, આપવું.
ઊચળવું–ઊચલવું.
ઊચીજવું–વસૂકવું, દૂધ દેવું બંધ થવું.
ઊછરવું–પાલન પોષણથી મોટા થવું.
ઊછળવું–ઊંચે જવું, ઉછાળો મારવો, કૂદવું, છૂટે હાથે અસ્ત્રશસ્ત્રનું વપરાવું.
ઊજમાવું–ઉમંગમાં આવવું.
ઊજરવું–} ઊછરવું.
ઊઝરવું–}
ઊજવવું–વ્રતનું ઉદ્યાપન કરવું

ઊજવું-ઢોડવું.

ઊટવાવું-ચોળાવું (ઊટવું)

ઊઠવું-ઊભા થવું, જાગવું, ખીલી આવવું

ઊડવું-હવામા અદ્ધર જવું, જોરથી ચાલવું, નાસી જવું-

ઊતડવું-ઉતરડવું.

ઊતરવું-નીચે આવવું, ઓછું થવું, કમતી થવું અથવા શમવું, પાર જવું, બગડી જવું, મુકામ કરવો, તોલમા બરાબર થવુ, તૈયાર થવુ, બનવુ, ખરી પડવું (વાળનુ), મનમાં હસવું.

ઊતવું-પાણી કે હવા લાગવાથી વાંકુંચૂકું થવું.

ઊથડવું-ઉશ્કેરાવુ, ટિચાવું, આડે માર્ગે જવું.

ઊદકવું-કૂદવું.

ઊધળવું-નાસી જવું.

ઊનવાવું-ઝૂરવુ

ઊપટવું-ઝાખુ પડી જવું.

ઊપડવું-ઉપસવુ, ઊંચુ થવું, ચાલતું થવુ, રોગનો એકાએક આરંભ થવો

ઊપણવું-અનાજને પવન નાખી ચોખ્ખું કરવું.

ઊપનવું-ઉત્પન્ન થવુ.

ઊફણવું-ફૂલવુ, વધવુ, મનમા ફૂલવું.

ઊબવું-ઉબાઈ જવુ.

ઊભરવું- } ગરમીને લીધે છલકાવું, મોટી સંખ્યામાં ટોળે વળવું.
ઊભરાવું- }

ઊભવું-ઊભા રહેવું, ઊભા થવું, થંભવું, ટક્કર ઝીલવી.

ઊભળવું-ઊખળવું

ઊમટવું-ઉલટભેર ધસવું, એકસામટા જથ્થામાં આગળ આવવું, (પાટવું ફળ ઊતરવું.)

ઊમડવું-ઊમટવું

ઊમલવું–ખીલવું, વિકાસ પામવું, ઢોરનું વિયાવાનું થવું, કળી ચૂનાનો પલળીને ભૂકો થવું,

ઊરઝવું–ઉપસવું, આગળ પડવું, ભટકવું

ઊલટવું–ઊંધું થઈ જવું, ફરી થવું, પાછું થવું, ધસી આવવું,

ઊલવું–મોસમનું ખલાસ થવું.

ઊલસવું–ઉલ્લાસવું, એકાએક ઊભા થવું.

ઊલળવું–નમી જવું, લળી પડવું, ગાડાં ઇત્યાદિનું આગળથી ઊંચું થઈ જવું, ઊલટાઈ જવું, કૂદવું, નાશ પામવું, ઊંચા રહેવું હોંશભેર ધસવું.

ઊસપવું–બહાર કાઢવું, ઉલેચવું, ખાલી કરવું, મ્યાનમાંથી કાઢવું.

ઊંઘવું–નિદ્રા લેવી, આળસુ થઇને પડયા રહેવું, અજાણમાં રહા કરવું.

ઉસરવું–ઓછું થવું, ઓસરવું, હળવું, જતા રહેવું.

ઊંચકવું–નીચેથી ઊચું કરવું, ઉપાડવું હાથ પર લેવું.

ઊંજણવું–તેલ પૂરવું.

ઊંબેળવું–આમળવું

એઝવું–સ્પર્શ કરવો,

એડવવું–અડકાવવું, જોડવું, ચાલવું, ઘુસાડવું.

એરાવું–હેરાન થવું, ચણિયારામાંથી ઉતરી જવું, હાલી જવું, ઘેરાવું.

એલરવું–ઊપર તરી આવવાને બદલે ગાખણનું છાશ, સાથે પ્રવાહી થઈ જવું.

એલળવું–ઓસરવું, પાણી છૂટવું, (હાથ–મોઢું ઇત્યાદિમાંથી)

એસરવું–એલળવું, ઓસરવું, ઓછા થવું, સુકાવું, પાછું વળવું, ઊતરી જવું,

એંચવું–ઇચવું, નાખવું, ફેંકવું, (લખોટી ઇત્યાદિનું) ખેંચવું (પતંગ), હીંચવું.

એંટવું-ગર્વ કરવો, જક કરવી.
ઓકવું-ઉલટી કરવી, લીધેલું પાછું આપવું, કહી નાખવું
ઓખણવું-ખોદી કાઢવું, ઉખેડી નાખવું, વગોવવું, ખોડો કાઢવી ખાંડવું,
ઓખરવું-ઓખર કરવું, ઢોરે મળમૂત્રાદિ ગંદવાડ ખાવી.
ઓખવવું-છાલ ઉતારવી, એકઠું કરવું.
ઓખાંગવું-આખલાનું ખરાડવું, ખાંધડાવું.
ઓગળવું-પીગળવું, ગળી જવું, નરમ થવું, દયા લાવવી.
ઓઘવું-ઓઘો કરવો, ખડકવું,
ઓઘાવું-ગભરાવું, પીડાવું.
ઓચરવું-બોલવું.
ઓછાવું-ઓછું થવું, હળકું થવું, નઠારું થવું.
ઓજવું-વધવું.
ઓટવું-વખિયો દેવો, ઉકાળી ઘસી કે હલાવીને એક રસ કરવું.
ઓડવવું-મોટી વસ્તુ ગોઠવી દેવી, જૂઠું બોલવું, મૂકવું, આપીને ખાવું, ગોઠવવું.
ઓડંગવું-અડિંગવું.
ઓડવું-સામે ધરવું, રજૂ કરવું, ખાળવું, રોકવું, ખેંચવું, મુશ્કેલીથી બોલવું, પોતાનો ધર્મ સમજાવવો.
ઓઢાવું-આકર્ષાવું.
ઓતવું-ધાતુનું ભરતનું કામ કરવું.
ઓથરવું-ભયંકર સ્વપ્ન આવવું.
ઓથવું-ઓથે ભરાઈ જવું, નાહિંમત થઈ જવું.
ઓદારવું-ચીરવું, ખેડવું,
ઓધરવું-ઉદ્ધરવું, ઊછરવું.
ઓધવું-ગોઠવું, ગમવું.
ઓનાળવું-દાણાને પાણીમાં તરતા રાખી ધોવા.

ઓપવું–શોભવું, માંજી ઘસીને ચમકતું કરવું, સોના રૂપાનો ઢોળ ચઢાવવો.

ઓભાવું–મુશ્કેલીમાંથી–પ્રસૂતિની પીડામાંથી છૂટવાનો વલખાં મારવાં, અમૂંઝાવું, સલવાવું.

ઓરવવું–છૂટું છૂટું કરીને ચૂકવવું (વસ્ત્રાદિ), ખેતરને પાણી પાવું, કરમોવવુ

ઓરવું– ..માં નાખવુ, દગડો કરવો, બી પેરવાં, વાવવું, ખાંખા કરવું.

ઓલવવું–બૂઝવવુ.

ઓવરાળવું–અનાજને પાણી વડે ચોકખું કરવું.

ઓવારવું–ઓવારણાં લેવાં, વારી નાખવું, કુરબાન કરવું, ત્રાક ઉપરનું સૂતર કોકડા ઉપર ઉતારવું.

ઓવાળવું–દુઃખનું વારણ કરવા, થાળીમાં સળગતી દિવેટ તથા પૈસો મૂકી માણસના માથા પર ઉતારવું, આરતી ઉતારવી, અર્પણ કરવું.

ઓસંગાવું–ઓશંકવું, શરમાવું.

ઓળખવું–જાણવું, પિછાનવું.

ઓળવવું–ખોટી રીતે લઇ લેવું, પચાવી પાડવું. છુપાવવું.

ઓળવું–કાંસકીથી [illegible] કરવું (વાળને) /

કકળવું-કલ્પાંત કરવું, જીવ બાળવો, બબડવું, ઊકળવું.
કળકળવું-,, ,, ,, ,,
કચકચવું-કચકચ કરવી, કચકચ આવો શબ્દ થવો.

કચડવું- } કચડવું.
કચરવું- } ચગદવું, છૂંદવું.

કચવવું-દિલ દુખવવું.
કચવાવું-દિલગીર થવું, મનમાં મૂંઝાવું.
કચૂંદવું-અંદર પાણી નાખીને ચોળવું,-ગૂંદવું.
કછવું-કાછડો મારવો.
કજળવું-રાખથી ઢાંકવું, ઠરી જવું (અંગારાનું).
કજળાવું- ,, ,, ,,
કટકટાવવું-દાંત કટકટ કરવા.
કટવું-કટુ થવું, ક્રોધે ભરાવું, શત્રુતા કરવી.
કટાવવું-કપાવવું, કાટ ચડે એમ કરવું.
કઠવું-દુઃખ થવુ, મુંઝાવું, ખૂંચવું.
કડકડવું-કડકડ આવાજ કરવો.
કડકાવવું-વગાડવું.
કડવાટવું-કડવું ઓસડ આપવું.
કઢણવું-ખૂબ ઉકાળવું, કઢાપો કરવો.
કણકણવું-દુઃખને લીધે અસ્પષ્ટ બોલવું.
કણકવું-કચૂડ કચૂડ થવું.
કણભણવું-કણકણવું.
કણવું-દુઃખના જોરને લીધે ઉહકાર કરવો.
કતરાવું-આડું ત્રાંસું જવું, વિરુદ્ધ જવું, કપાવું.
કથવું-બોલવું.
કથળવું-સ્થાનભ્રષ્ટ થવું, ઊતરી જવું હાડકું ઇત્યાદિનું, બગડવું.

કદરવું–
કદરાવું– } ઓલવવું, બુઝાવું (દીવાનું)
કદવું–મારવું, ઇજા કરવી.
કનડવું–દુઃખ દેવું. પજવવું.
કન્નાવું–એક બાજુ નમતું રહેવું, પતંગનું ગિન્નાવું.
કબડવું–હેરાન કરવું.
કબડાવું–માંદા પડવું, શરીરનું કથળવું.
કબૂલવું–સ્વીકારવું.
કમકમવું–ધ્રૂજવું.
કમણવું–કચવાવું, કણકણવું.
કમાવવું–ચામડું કેળવવું, સાફ અને સુંવાળું કરવું, કમાણી કરાવવી, રળાવવું.
કમાવું–પેદા કરવું, રળવું.
કરગરવું–દીનતાથી કાલાવાલા કરવા.
કરચાવવું–ચીડવવું, ખીજવવું.
કરડવું–ડંખવું, બચકું ભરવું, દાંતથી કાપવું, તીવ્રપણે ખૂંચવું.
કરપવું–થોડું થોડું કરડવું, કાપવું કે કોરવું, મરનારના પુણ્યાર્થે પહેલી ઉત્તરાણને દરો આઠમે દાન આપવું.
કરબવું–રાંપડી દેવી, કળબવું.
કરમણવું–કચવાવું, કણમણવું.
કરમાવું–ચીમળાવું.
કરમોડવું–મરડવું, લચકાવવું, કરમોવવું, સહેજ પલાળવું.
કરમોવું–
કરમોવવું– } સહેજ પ્રવાહી વસ્તુ સાથે મેળવવું, મસળવું.
કરવું–આચરવું, બનાવવું.
કરાંજવું–ઝાડે ફરતાં પેઢાને જોર આપવું.
કલવું–કળવું, સમજવું.

કલાવવું-પટાવવું, કળથી સમજાવવું.
કલ્પવું-કલ્પના કરવી.
કવવું-કવિતા કરવી.
કવાવું-શરીરમાં કવા પેસવો, શરીર બગડવું, કથળવું, વણસવું, વણસી જવું, વગોવાવું.
કષ્ટવું-કષ્ટ પામવું.
કષ્ટાવું-દુઃખ પામવું.
કસકસવું-ખૂબ ખેંચાવું, પરાણે બંધ બેસતું થવું, ખૂબ ખેંચીને બાંધવું.
કસરાવું-તાવ આવે એવું અથવા માંદા પડાશે એવું લાગવું.
કસવું-ખૂબ ખેંચવું, કસોટી કરવી, અજમાવવું, પીડવું, ઓછું આપવાનો પ્રયત્ન કરવો.
કહેવું-બોલવું, જણાવવું.
કળકળવું-કકળવું.
કળપવું-મૂએલાના નામે સંકલ્પ કરી દાન આપવું, રાંપડી ફેરવવી.
,, -ખપવું, ઉપયોગમાં આવવું, ચૂરવું.
કળવું-સમજવું, ધારવું, અટકળ કરવી,
કળવું-કળતર થવું, કાદવમાં ઉતરી જવું, ખૂતી જવું.
કકળવું-મોટેથી બૂમ પાડવી, આવાજ કરવો.
કળાવું- દેખાવું, લાગવું, પ્રતીત થવું.
કંડારવું-કોતરવું. નકશી કરવી,
કંપવું-ધ્રૂજવું,, થરથરવું, બીવું.
કાકરવું-કરવતના કાકર કાઢવા-તીક્ષ્ણ કરવા, ઉશ્કેરવું, ધીરે ધીરે ખોતરી ખોતરીને ખાવું.
કાછવું-કછવું.
કાજળવું-કજળી જવું, ઓલવાવું.
કાજળ-મેશ વળવી.

**કાટવું**–કાપવું, છેદવું, કરડવું.
**કાઢવું**–બહાર ખેચવું, દૂર કરવું; રદ કરવું.
**કાતરવું**–કાતરથી કાપવું, કાપવું, કરડવું, ખોતરવું, ખણવું, ઘસાતું બોલવું.
**કાપવું**–વાઢવું, ઘટાડવું, દૂર કરવું, ફેડવું.
**કાલવવું**–પ્રવાહી સાથે મેળવી ઘૂંટવું.
**કાવું**–કંટાળવું.
**કાંગરવું**–ગુસ્સે થવું. રીસે ભરાવું.
**કાંતવું**–વળ દઈને તાર કાઢવો, પાતળું કરવું, પટાડવું.
**કાંસવું**–ખાંસવું, ખોખારવું, હાંફવું, હાંસવું, ચગદીને ભરવું.
**કીકલાવું**–આનંદમાં આવી જવું, કિંગલાવું.
**કુંજરાવું**–ખીલતું અટકવું, બટકું અને અણખીલ્યું રહી જવું, અંતરમાં બળવું.
**કૂટવું**–મારવું, ખાંડવું. મૂએલાની પાછળ છાતી કુટવી.
**કૂડવું**–ચિડાવું, કજવું, છંછેડાવું.
**કૂદવું**–ઠેકડો મારવો, ગજા બહાર ખર્ચ કરવો.
**કૂંજરાવું**–ખીલતું અટકવું, અંતરમાં બળવું.
**કૂંદવું**–ફૂંદી કરવી, કુંદનથી જડવું.
**કેળવવું**–વ્યવસ્થિત રીતે ખીલવવું, ઉછેરવું, સુધારવું, લોટ ગૂંદીને તૈયાર કરવું, કાચા ચામડાને પકવી નરમ ને સફાઈદાર બનાવવું, પલોટવું.
**કોકરવું**–છેતરવું, ફોસલાવું.
**કોચવું**–કાણું પાડવું, શારવું, ઘરમાં ખાતર પાડવું, દિલ દુખવવું.
**કોચવવું**–દૂભવવું.
**કોરવું**–વીંધવું, કાણું પાડવું, આછું ખોદવું.
**કોરાંખવું**–કટાક્ષથી જોવું, મર્મભરી ત્રાંસી નજર કરવી.
**કોહવું**–સડવું, કોહ થવો.
**ક્ષમવું**–ક્ષમા આપવી, ખમી લેવું.

ખખડવું–ખડખડ આવવો, અવાજ થવો.
ખખરવું–
ખરેખરવું–લાગવું, શોક થવો, સાલવું, ખૂંચવું આખમાં.
ખળખળવું–ઉકળવું, આંધાનું હાલી ઊઠવું, ખખ-જીર્ણ–અશક્ત થવું-
વહેતાં ખળ ખળ અવાજ થવો.
ખચકાવું–અચકાવું, પાછા પડવું, અટકવું.
ખચકાવવું–ખચ દઈને ખોસી દેવું.
ખચવું–જડવું, બેસાડવું, ખીચોખીચ ભરવું, લાદવું.
ખટકવું–કાંકરીની પેઠે ખૂંચવું, પશ્ચાત્તાપ થવો.
ખટવું–ખાટવું, લાભ મેળવવો.
ખટવવું–ખટાશ ચડે એમ કરવું.
ખટાવું–ખારૂં થવું.
ખડકવું–ઉપરાઉપરી ગોઠવવું.
ખડવું–ચોપડવું, લેપ કરવો, ખરડવું, હાથ લગાડવો, સડોવવું, આળ
મૂકવું, નઠારા કામમાં સામેલ કરવું, હાથપગ ઇત્યાદિ અવયવ-
ઉતરી જવો, પડી જવુ, ઊડી જવું, રંગનું ઝાંખું થવું-
અટકી પડવું.
ખડપવું–ખોતરી કાઢવું.
ખણવું–ઉઝરડવું, ખોતરવું, વલૂરવું
ખતવવું–રોજ મેળમાંની રકમની ખાતાવાર નોંધ કરવી.
ખદડવું–ખૂબ દોડાવું, તગેડવું.
ખદવું–ચાલવું, આગળ વધવું, આમતેમ નકામાં દોડવું.
ખદેડવું–ખૂબ દોડાવવું, તગેડવું, ફેરા ખવરાવવા.
ખપખપવું–ખપખપ અવાજ થાય એમ દોડવું.
ખભૂકવું–ટીકા વિના કૂદી પડવું.
ખભેડવું–આમે તેમ ખૂંદવું.
ખમણવું–છીણવું.

ખમવું-સહન કરવું, સાખવું, ખમચુવું, થોભવું.
ખરચવું-ખર્ચ કરવું, વાપરવું
ખરડવું-ખરડ-લેપ કરવો, મેલું કરવું, બગાડવું, મડોરવું, લગાડાવવું
ખરપવું-ખડપવું
ખરપાવું-ખોટ ખાવી
ખરવું-નીચે પડવું, સુકાઈને પડી જવું, ગરવું, હારીને જતા રહેવું
ખશાવવું-ખગદી કામ કરવું
ખરીદવું-વેચાતું લેવું
ખરેટવું-વેચવું
ખલવું-ખનમા ઘાલીને ઘૂંટવું, ગાડાના પાજના ટેકવવા માટે ઘલાતો લાકડનો ડોયો, આડુ, ક્રિકેટમા રોપાતો દાંડિયો
ખલેળવું- } મૂતરવું
ખળેળવું- } મૂતરવું
ખવળવું-સોમ બિળાના પર આનોટવું, વનૂરવું, ખળભળવું
ખસવું-સરકવું, આઘા થવું, લપસવું, મત-માન્યતા-કથન આદિથી ફરી જવું
ખમોરવું-ખમેડવું
ખળકવું-શોભવું, ખડખડવું
ખળભળવું-ખળભળ અવાજ થવો, હાલી ઉઠવું, તળે ઉપર થવું, ગભરાવું, મનમા અજંપો થવો
ખળવું-અચકાવું, અટકવું, ખેળ (કાઈ) ચડાવવી, ખનવું, વમોટવું, ઘૂટવું
ખળાવું-ખનાવું
ખળેળવું-મૂતરવું, ખવેળવું
ખખરોટવું-જરાતરા ચોપડવું, ખાખરોળવું
ખંગાળવું-ઝબકોળીને ધોવું, ખખાળવું
ખંખારવું-ખોખારવું

ખંખાળવું – } પાણીમાં ઝબકોળીને અને હલાવીને ધોવું, પાણીના
ખંગાળવું – } કોગળા કરી મોં ખૂબ સાફ કરવું.

ખંખેરવું–ખેરવી નાખવું, ઝાટકણી કાઢવી, ધમકાવવું, મારવું.

ખંગાલવું–ખંખાળવું

ખંચાવું–ખમચાવું, પાછા પડવું

ખંજોળવું–ખંજવાળવું,

ખંટાવું–સમાવું, પોપાવું

ખંડવું–તોડવું, ભાગના પેટે અમુક ઓછું આપી પતાવવું, સામટો
ભાવ ઠરાવીને મોંઘામાં ખરીદવું.

ખાંખરોટવું–ખંખરોટવું, જરાતરા ચોપડવું

ખાટવું–લાભ મેળવવો

ખાતરવું–જમીનમાં ખાતર નાખવું, ગાળ ભાંડવી

ખાપવું–ખાંપવું, થોડું થોડું મોરવું

ખાબકવું–પાણીમાં ઊંચેથી પડવું, વચ્ચે બોલી ઊઠવું

ખાલવવું–ખાલીકરવું,

ખાવું–અન્ન લેવું, જમવું

ખાળવું–અટકાવવું. રોકવું

ખાંચવું–ખેંચી રાખવું, પાછું હઠાવવું, ખમચાવું, અટકવું.

ખાંપવું–કોરવું, ખાંપા કાઢી નાખવા, પાવડાથી થોડું થોડું ખોદવું.

ખાંસવું–ખાંસી ખાવી

ખિલાવું–ઉંચે અટકી રહેવું, ટિંગાવું.

ખીજવું–ગુસ્સે થવું, કાટવું, વઢવું.

ખીલવું–ફૂલવું–ફાલવું, વિકસવું, શોભવું, ખુશીમાં આવવું, ઉશ્કેરાવું,
બખિયા દઈને સીવવું, ફાંટવું

ખુતવું–ખૂંતવું

ખૂપવું–ઉંડું ઊતરવું, અંદર ઉતરી ચોંટીજવું. ખૂંતવું, જમાવવું.

ખૂલવું–ખૂલ્લું થવું, ઊઘડવું, ફૂલ ખીલવું.

ખૂંખારવું–ખૂ ખૂ અવાજ કરવો, અમુક રીતે અવાજ કરી ગળું સાફ કરવું, હણહણવું, બડાઈ બતાવવા માટે અવાજ કરવો
ખૂંચવવું–ખેંચીને લઈ લેવું
ખૂંચવું–નડવું, ભોંકાવું, મનમાં ખટકવું, દુખવું, બંધનમાં પડવું
ખૂંટવું–મૂળ સાથે ખણી દૂર કાઢવું, નિર્મૂળ કરવું, ચૂંટવું, કાપવું
ખૂંતવું–કાદવમાં ઊતરી જવું
ખૂંદવું–પગવડે ગદડવું, ગૂંદવું, કચરવું, કૂદતા કૂદતા ગમ્મે રમવું, હેરાન કરવું, નિનાડવું
ખૂંદાળવું–ખાઈપીને મોજ કરવી
ખૂંપવું–ખૂંતવું
ખેડવું–જમીનને હળ વડે ખોદી ચાસાને પોચી કરવી, કેળવવું, વેપાર ધંધો કરવો, મુસાફરી કરવી, ચલાવવું, હાંકવું
ખેરવવું–ખરીપડે એમ કરવું, ખસેડવું, કાઢી મૂકવું, પાડવાં, માથું ફોડાવા
ખેલવું–રમવું, યુક્તિ પ્રપંચથી કાર્ય કરવું
ખેમવવું–ખમેડવું.
ખોખાવું–ખોખરું નાખવું
ખોડવું–દાટવું, રોપવું, ઊભું કરવું, તોડવું, ખોડું કરવું
ખોતરવું–આડું આડું ખોદવું, ખણવું, પાયમાલ કરવું
ખોદવું–ભોંય ઉપાડવી, કોતરવું, નકસી પાડવી, ખોદણી કરવી,
ખોરવું–દેવતાને સતેજ કરવા, ખખેરવું, તળે ઉપર કરવું
ખોલવું–ઉઘાડવું, સ્થાપન કરવું, દાટવું
ખોસવું–જોરથી દાખલ કરવું, ઘાલવું
ખોળવું–શોધવું, તપાસ કરવી
ખોખારવું–ખૂંખારવું
ગગડવું, ગડગડવું }–ગડગડ એવો શબ્દ કરવો, ગાજવું

ગણુગણુવું–નાકમા બોલવુ, ગણગણ આવો શબ્દ કરવો. મનમા બબડવુ

ગળગળું } –ઢીલા થઈ જવુ, (કોઈ લાગણીથી), ઢીલા પડી જવું
ગળગળવું }

ગગાવવું–ગટ ગટ કરવા ઝટ પી જવુ

ગડગવું–ઘસીને ભાગવું, કોરવુ, મારીને અધમૂઉં કરવુ

ગડવું–અદર પેસવુ ગબડવુ ગડગડવુ

ગણુવું–સખ્યા કાઢવી, હિસાબ કરવો, લેખામા લેવુ, માનવુ.

ગતેજવું–ખર્ચ થયુ હોય તેટલુ પાછુ મેળવવુ

ગદડવું–પગવતી દબાવવું રૈગદી નાખવુ

ગદવું–ટગર ઉભા રહેવું, દોડવું, ધૂળમાંગ કરવુ

ગદરવુ–ગદડવુ

ગદારવુ–ગિરે ગાળવું, ટેકો દેવો,

ગદાવવું–દડ કે રેતીમા દોડાવવુ, થવવુ

ગપાવું–ચૂપચાપ કે છાનામાના ધૂસવુ

ગરગડવુ–ગડગડ શબ્દ થવો, ગબડવુ

ગરજવું–ગર્જના કરવી, ગાજવુ, મોટેથી બબડવુ, તડૂકવુ

ગરડવું–અદર ઘૂસવા, ખેચવુ, ગળામા બોલવુ, અવાજ ખેચવો.

ગરભાવું–ગર્ભાવુ, ગર્ભ રહેવો, ગબડવુ, બેસવા થવુ,

ગર્જવું–ગરજવુ

ગર્ભાવું–ગરભાવુ

ગળચવુ–ગળા સુધી ઈચવુ, ખૂબ ખાવુ

ગળવુ–ગળામાં ઉતારવુ, ગાળવુ, શુદ્ધ કરવુ, ઝમવુ ઓગળવું, પાકવુ,
અદર ઊતરી જવુ, કળવુ.

ગંધાવું–ગદકુ મારવી

ગાજવુ–ગરજવુ, જાહેર થવુ, નામના થવી

ગાડવું–રગાવુ, છેતરાવુ

ગાવું–ગાન કરવુ, વખાણ કરવા, એકની એક વાત ફરી ફરી કહેવી

ગાળવું–કચરો કાઢી શુદ્ધ કરવુ, આંચ દઈ ઓગાળવુ.
ગાંગરવું–બરાડવુ
ગાંજવું–છેતરવુ, ફોસલાવવુ, હરાવવુ
ગાંઠવું–મણકા કે એવી વેહ વાળી વસ્તુને દોરામા પરોવવી, ગાંઠ વાળી
એક બીજા સાથે ગૂથવુ, તાબે રહી આજ્ઞા માનવી, બાંધવુ,
મેળવવુ
ગીરવવું–ગીરો મૂકવુ, વરેણે મૂકવુ
ગુજરવું–જવુ, વહી જવુ, વીતરવુ, માથે આવી પડવુ, જતું કરવુ,
દરગુજર કરવુ
ગૂડવું–કાપવુ, વાઢવુ, ખોદવુ
ગૂંચાવુ–ગુંચવાવુ
ગૂંથવું–દોરો કે એવને આંટી પાડીને સાંકળવુ જાળીદાર રચના કરવી
ગૂંદરવું–ગુજરવુ
ગૂંદવું–પગ તળે ચગદવુ, દાબી મસળીને નરમ કરવુ, મારવુ, ઠોકવુ
ગેરવવું–પાડવુ, ખખેરવુ
ગોખવુ–મોઢે કરવા, વારવાર બોલવુ
ગોટાવું–ગોળ ગોળ ગોટા વાળવા, ઘુમાવુ, ગૂચાવવુ, અવ્યવસ્થા થવી
ગોઠવવું–વ્યવસ્થિત મૂકવુ
ગોઠવું–અનુકૂળ આવવુ, ગમવુ
ગોદવું–ખોદવુ
ગોદાવવું–ગોદો મારવો, ટોકીને જાગરિત કરવો, સતેજ કરવુ,
ગોપવું–સતાડવુ, છુપાવવુ
ગોલવું–પગ વડે ખૂદી નાખવુ
ગોવવું–ફસાવવુ
ગોવાવું–વગોવાવુ
ગોહવાવું–અધારે અટવાવું, ગૂચાવુ
ગોંધવું–બધ જગામા પૂરવુ, કેદ કરવુ

ગ્રથવું–ગૂંથવું
ગ્રસવું–રમવું, લખવું, પકડવું, કોળીયો કરવો, ખાવું, સૂર્ય ચંદ્રને રાહુએ ઘેરવું.
ગ્રહવું–લેવું, પકડવું, સમજવું.
ઘઘરવું–નાતરે જવું, ગળામાંથી ઘરઘર આવાજ થવો,
ઘટવું–યોગ્ય હોવું, છાજવું, ઓછું થવું
ઘટાવવું–બેસતું કરવું, લાગુ પાડવું,
ઘડવું–ઘાટ આપવો, બનાવવું, ગોઠવવું, ટીપવું, કેળવીને તૈયાર કરવું, મારવું, ગોળનો ગાડવો.
ઘડૂડવું–ઘડૂડ ઘડૂડ અવાજ થવો.
ઘમકવું–ઘમઘમ અવાજ થવો
ઘમવું–મારવું, ઘમઘમાવવું
ઘરકવું–ખીજવું, છાંટિયું
ઘરડવું–ઘસડાતું ખેંચવું, જોરથી વલૂરવું
ઘવડવું–ખણવું, જોરથી વલૂરવું
ઘવાવું–ઘાયલ થવું
ઘસરડવું–ઘસડવું
ઘસવું–એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમતેમ ખેંચવી, ચોળવું,મસળવું, માંજવું, ઘસીને ધાર ચડાવવી કે ઓપ આપવી.
ઘસારવું–ઘસીને પીવાનું ઓસડ
ઘંટીચોર–ચાલાક ચોર, ખીસા કાતરુ
ઘામવું–ઘામ થવો
ઘાલવું–ખાંસવું, સુંદર મૂકવું પહેરવું, નાણા ખાઈ જવા.
ઘાસવું–ઘસવું
ઘાંઘરડવું–ભારે ઘાંટા કાઢીને ખૂબ રોવું, ચરડવું, મોટે અવાજે બોલવું
ઘીસવું } –ઘુમ્મા લગાવવા, ઠોકવું.
ઘુઘરાવવું }

ગાળવું–કચરો કાઢી શુદ્ધ કરવું, આંચ દઈ ઓગાળવું.
ગાંગરવું–બરાડવું
ગાંજવું–છેતરવું, ફોસલાવવું, હરાવવું
ગાંઠવું–મણકા કે એવી વેહ વાળી વસ્તુને દોરામાં પરોવવી, ગાંઠ વાળી એક બીજા સાથે ગૂંથવું, તાબે રહી આજ્ઞા માનવી, બદવું, મેળવવું.
ગીરવવું–ગીરો મૂકવું, ઘરેણે મૂકવું.
ગુજરવું–જવું, વહી જવું, વીતવું, માથે આવી પડવું, જતું કરવું, દરગુજર કરવું.
ગૂડવું–કાપવું, વાઢવું, ખોદવું
ગૂંચાવું–ગૂંચવાવું
ગૂંથવું–દોરો કે સેરને આંટી પાડીને સાંકળવું, જાળીદાર રચના કરવી.
ગૂંદરવું–ગુજરવું
ગૂંદવું–પગ તળે કચરવું, દાબી મસળીને ગરમ કરવું, મારવું, ઠોકવું
ગેરવવું–પાડવું, ખંખેરવું
ગોખવું–મોઢે કરવા, વારંવાર બોલવું
ગોટાવું–ગોળ ગોળ ગોટા વાળવા, ઘુમાવું, ગૂંચાવવું, અવ્યવસ્થા થવી
ગોઠવવું–વ્યવસ્થિત મૂકવું
ગોઠવું–અનુકૂળ આવવું, ગમવું
ગોદવું–ખોદવું
ગોદાવવું–ગોદો મારવો, ટોકીને જાગરિત કરવો, સતેજ કરવું,
ગોપવું–સંતાડવું, છુપાવવું
ગોલવું–પગ વડે ખૂંદી નાખવું.
ગોવવું–ફસાવવું
ગોવાવું–વગોવાવું
ગોહાવું–અંધારે અટવાવું, ગૂંચાવું
ગોંધવું–અંધ જગામાં પૂરવું, કેદ કરવું

ગ્રથવું-ગૂથવું
ગ્રસવુ-ગ્મવુ, લખવુ, પકડવુ, કોળીયો કરવો, ખાવુ, સૂર્ય ચન્દ્રને
રાહુએ ઘેરવુ
ગ્રહવું-લેવુ પકડવુ, સમજવુ
ઘઘરવુ-નાતરે જવુ, ગળામાંથી ઘરઘર અવાજ થવો,
ઘટવું-યોગ્ય હોવુ છાજવુ, ઓછું થવુ
ઘટાવવુ-બેસતુ કરવુ, લાગુ પાડવુ,
ઘડવું-ઘાટ આપવો, બનાવવુ, ગોઠવવુ, ટીપવુ, ઠેગવીને તૈયાર કરવુ,
મારવુ, ગોળનો ગાડવો
ઘડૂડવું-ઘડૂડ ઘડૂડ અવાજ થવો
ઘમકવુ-ઘમઘમ અવાજ થવો
ઘમવું-મારવુ, ઘમઘમાવવુ
ઘરકવું-ખીજવુ, ખાટવુ
ઘરડવુ-વસડાતુ ખેચવુ, જોરથી વલૂરવુ
ઘનડવું-ખણવુ, જોરથી વનૂરવુ
ઘવાવું-ઘાયલ થવુ
ઘસરડવું-ઘસડવુ
ઘસવુ-એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમતેમ ખેચવી,
ચોળવુ,મસળવુ, માજવુ, ઘસીને ધાર ચડાવવી કે ઓળ આપવી.
ઘસારવુ-વસીને પીવાનુ ઓસડ
ઘંટીચોર-ચાલાક ચોર, ખીસા કાતરુ
ઘામવુ-ઘામ થવો
ઘાલવુ-ખાસવુ સુ ર મૂકવુ પહેરવુ, નાણા ખાઈ જવા
ઘાસવુ-ઘસવુ
ઘાંઘરડવું-ભારે ઘાંટો કાઢીને ખૂબ રોવુ ચરડવુ, મોટે અવાજે બોલવું
ઘીસવુ } -ઘુમ્મા લગાવવા, ઠોકવુ
ઘુઘરાવવુ }

ઘુરવુ—ઘુરકવુ ભસવુ
ઘુમવુ—પ્રવેશ કરવો
ઘૂવવુ—ઘૂંટીને મોટા થવુ, પાકવુ (જેમકે ગૂમડુ)
ઘૂઘવાવુ—ગુસ્સાથી ડોળા કાઢવા
ઘૂકવુ—ઘૂ ઘૂ આવો આવાજ કરવો
ઘૂમરાવુ—રીસમા મો ચડવુ, ઘુઘવાવુ, ઘૂમરી ખાવી, વરસાદનુ ચડી આવવુ, ડહોળાવુ
ઘૂમવુ—આમ ફરવુ રખડવુ મોટો કારભાર કરવો, મહાનવુ મચ્યા રહેવુ
ઘૂરકવુ ઘુર ઘુર કરવુ, જોરથી ભસવુ, તડૂકવુ
ઘૂરકાવુ રીસમા મો ચડવુ ઘુઘવાવુ ઘૂમરી ખાવી, વરસાદનુ ચડી આવવુ ડહોળાવુ
ઘૂટવુ—ગોળ ફરવુ રખડવુ, મોટો કારભાર કરવો, મહાનવુ મચ્યા રહેવુ
ઘૂટવુ—ઔષધ પીસવુ, લખેલા પર એનુ એ ફરી લખવુ
ઘોરવુ—ઊઘમા નસકોરાથી શબ્દ કરવો
ઘોરવવુ—ગરજવુ
ઘોળવુ—ફરતેથી દાબીને નરમ કરવુ, ઓગાળવુ મેળવવુ જોરથી ઘુમડવુ
ઘોડવુ—કોશી મારી, ગોદો મારવો ઘોચવુ
ઘોરવુ—ઘોરવુ ઊઘવુ (તુચ્છકારમા)
ચકચકવુ—ચકચક આવાજ કરવો ચળકાટ મારવો, ઝળકવુ
ચકાસવુ—તપાસીને જોવુ પ્રકાશવુ
ચગદવુ—પગનીચે કચરવુ
ચગદોળવુ ચગદવુ ગદોળવુ
ચગમગવુ—ચગવુ રંગમા આવવુ
ચગવુ—આકાશમા ઊચે ઊડવુ ચણુસાગમા સમજી જવુ રંગમા આવવુ
ચગળવુ—મમળાવીને ખાવુ
ચણચણવુ }
ચચણવુ } —બળતરા થવી, લાય વળવી
ચચરવુ }
ચટકવુ—ચટકો ભરવો

ચટવું-જિભ પર ચોટ લાગવી
ચણવું-મકાન વગેરે ચણવું
ચતરાવવું-ચળાવવું
ચપડવું-ટીપીને ચપટું કરવું
ચપસવું-દાબવું, જોરથી દાબવું
ચબવું-ખાડો પડે એમ ચોટવું, દબાવું,
ચબોળવું-ખરાબ બોલવું, ગાળદેવી
ચભડવું-ચડભડવું
ચમકવું-ઝબૂકવું, ચોંકવું, વકી જવું
ચર્ચવું-ચંદન આદિનો લેપ કરવો, ચર્ચા કરવી
ચરણવું-ડામવું દિનમા બળવું
ચરવું-ચાલવું ફરવું, ઘાસ દાણો વગેરે શોધી ખાવો, રળવું,
ચલવું-ચાલવું
ચસકવું-પકડમાંથી ખસવું છટકવું, ગાંડા થવું, મગજ ઠેકાણે ન રહેવું
ચસવું-ચગવું, ખસવું દગાઈને બેસી જવું, નુકશાનમા આવી પડવું,
ચળકવું-તેજ મારવું, ઝબકવું
ચળવળવું-જરા હાલવું
ચળવું-ડગવું, ખસવું, પતિત થવું
ચંદાવું-ચાંદુ પડવું, કોહવાણ લાગવું
ચાખવું-જીભથી સ્વાદ કરવો, થોડુંક ખાવું, કર્મોનું ફળ ભોગવવું, ખાવું,
ચાટવું-જીભથી સ્વાદ લેવો, ખાવું,
ચારવું-ઢોરને ચરાવવું
ચાલવું-હીંડવું નિર્વાહ થવો, નભવું, ટકવું, સત્તા હોવી, રમતમા ચાલ ભરવી, ફૂગી ચનાવવી,
ચાવવું-કોઈ વસ્તુ ખાવા માટે દાંતથી કચરવું
ચાસવું-ચાસ પાડવા,
ચાળવું-ચારણી વડે ચોકખું કરવું
ચાંપવું-દબાવવું, દઝાડવું, લાય આપવી, દાસવું

ચિકોરવું-ટોકવું, ફરી ફરી કહેવું
ચિબોળવું-ચીંબોળવું
ચીચવાવું-ટળવળવું
ચીણવું-ચીણ ભરવી, કણે કણે ખાવું.
ચીતરવું-ચિત્ર કાઢવું, જેમ તેમ લખી કાઢવું
ચીતવવું-ચિંતવવું, ચીતવું
ચીતવું-ધારવું, કલ્પવું, ઇચ્છવું, ઓળખવું, જાણવું,
ચીમવું-દાબી ખેંચીને ચાપ બનાવવી, સફાઈથી ઠીક કરીને ગોઠવવું, વાતને ચોળીને લાંબી કરવી,
ચીમળવું-ચીંબોલવું, કાન આમળવું,
ચીમળાવું-કરમાવું, ઝુરવું, મનમાં બળ્યા કરવું
ચીરવું-ફાડવું
ચીંધવું-આંગળીથી દેખાડવું, ફરમાવવું
ચીંબોળવું-આમળવું, ચીમટી દેવી,
ચૂકવવું-ભૂલાવવું, ચૂકાવવુ, પતાવવું, (કજિયો, દેવું)
ચૂકવું-ચૂક કરવી, ભૂલવું.
ચૂગવું-ચાંચ મારીને ખાવું.
ચૂચવવું-ચૂંચૂં અવાજ કરવો, પૈડા વગેરેનો
ચૂમવું-બચ્ચી કરવી
ચૂસવું-મોં વડે રસ ખેંચવો, નિઃસત્ત્વ કરવું.
ચૂકાવું-પેટમાં ચૂંક આવવી
ચૂંટવું-તોડવું, દૂપવું, પસંદ કરવું
ચૂંથવું-ફેંદવું
ચૂંપવું-પ્રવાહી પદાર્થને જરા જરા લઈ ને પીવો.
ચેતવું-સળગવું, ઇશારામાં સમજી લેવું.
ચેરવું-છેકવું.
ચેવવું-શેકવું, ગર્મ કરવું, (બળતા શેક મીણુથી)

ચોકવું–ચોંકવું, આપવું, ઉભું કરવું
ચોટવું–ચીકાશને લીધે વળગવું, આગ્રહપૂર્વક વળગવું.
ચોડવું–ચોટાડવું, જડવું, બેસાડવું.
ચોપડવું–લગાડવું, લપેટવું.
ચોરવું–પારકાની વસ્તુ છૂપી રીતે લઈ જવું.
ચોલવું–ડામવું.
ચોષવું–ચૂસવું
ચોળવું–ઘસવું, મસળવું, ચૂંથવું, વારંવાર ઉથલાવવું, લગાડવું.
છટકવું–એકદમ છૂટવું, ખસવું, નાસીજવું.
છડકવું–છાંટવું
છણકવું–છણકો મારવો
( છણકારવું–ક્રોધમાં બોલવું )
છણવું–બારીક કપડાથી ચાળવું કે ગાળવું, બારીક તપાસ કરવી, ખણવું, નખથી વલૂરવું, દબાઈ ગયેલી વાતને ફરી ઉકેલવી.
છલકવું–હાલવાથી પ્રવાહી પદાર્થનું પાત્રમાંથી બહાર પડવું.
છળવું–છેતરવું
છંછણવું–છણછણવું
છંછેડવું–છેડવું, ચીડવવું, સળી કરવી
છાકવું–છલકાઈ જવું, ફુલાઈ જવું, બહેકી જવું, વંઠી જવું
છાજવું–છાજથી છાંકવું, યોગ્ય હોવું, સારા દેખાવું, શોભવું, ઘણીએ વખત ઊભવું.
છાણવું–બારીક રીતે ચાળવું
છાતરવું–ખેંચવું, બહાર કાઢવું
છાપવું–બીબા વડે છાપ પાડવી, આકૃતિ પાડવી
છાવું–ઢાંકવું, છાજ વડે ઢાંકવું
છાંટવું–વિખેરાઈને પડે એમ પ્રવાહીને નાંખવું, ઊપર ઊપરથી મળવું, ગપ હાંકવી, બડાઈ હાંકવી.

છાંડવું } –છાંણથી લેપવું
છાદવું }

છિદવું–છેદવું

છીણવું–ચૂંથવું, ગાળવું, છીણી ઉપર ઘસવું, છૂંદો પાડવો, શાક સમારવું

છીંતવું–છીછરા પાણીમાં વહાણનું જમીન સાથે ચોંટવું

છીતરવું–લૂટી લેવું, છેતરી લેવું

છીપવું–શમવું, સંતાવું, લપાવું

છીરકવું–છાંટવું

છોલવું– } છોડા કાઢવા.
છીલવું– }

છુંછકારવું–કરડવા કે પાછળ પડવા ઉશ્કેરવું.

છૂટવું–બંધનમાંથી છૂટા થવું.

છૂપવું–સંતાવું, છુપાવું

છુવું–ચડવું, સેવું

છૂંદવું–અણીવાળા હથિયાર વડે ટીચવું, બારીક કરવું

છેટાવું–છેટાવું

છેડવું–ચટકચાળું કરવું, ખીજવવું

છેતરવું–ઠગવું, છળવું

છેદવું–કાપવું, કાણું પાડવું

છેરવું–પાતળું અઘવું

છેલારવું–ચોગવું, લંટવું, મોડા આવવું, મોડા પડવું, મોડા પડવાથી ગરમાવું, છેલ્લા પડવું.

છોડવું–મુક્ત કરવું,

છોભાવું–ખસિયાણા પડવું

છોરવું–છોરિયા વડે ખોદવું,

છોલવું–ઉપર ઉપરથી ઉખેડવું, કોઈ વસ્તુની છાલ કાઢવી, લાકડું ઘડવું

જખવું–ખાઈ જવું.

જડવું–સજ્જડ બેસાડવું, જોડવું, ખોવાઈ ગયેલું ફરી મળવું, મળવું,

જણવું-બચ્ચાને જન્મ આપવો.

જનમવું } —જન્મવું
જન્મવું }

જમવું-ભોજન કરવું, ખાવું

જરવું-જીર્ણ થવું, ઘસાઈ જવું, પચવું, પાંખું કે છૂટું થવું

જવવું-ઉત્પન્ન થવું, જીવ પડવા.

જવું-ગતિ કરવી, ખસવું, પાસેથી ખસવું, ઘટવું, નાશ પામવું, વીતવું
પસાર થવું; પડી જવું.

જાગવું-ઊંઘમાંથી ઊઠવું.

જાણવું-સમજ, જ્ઞાન, આવડત કે પરિચય હોવું

જારવું-જીર્ણ થવું

જાવું-જવું, જન્મવું

જીતવું-વિજય મેળવવો

જીરવવું-પચવવું, સાંખવું, વેઠવું,

જીવવું-પ્રાણ ધારવા, શ્વાસ ચાલવો, ઊગરવું, બચવું

જૂતવું-જોડવું. (ગાડું બળદ વગેરે)

જૂંફવું-બેઠાં બેઠાં ઝોકાં આવવાં

જોઈવું-ખપ હોવી, ઇચ્છા હોવી

જોખવું-તોળવું

જોગવવું-મેળ કરાવવો, ગોઠવવું, ગાળવું.

ઝકઝાલવું-રેલછેલ કરવી

ઝકૂલવું-ઝૂકવું, લળી પડવું

ઝગઝગવું }
ઝગમગવું } —ઝગમગ થવું
ઝગવું }

ઝઘડવું-ટંટો કરવો, લડવું

ઝઝૂમવું-ઊપર લટી પડવું, અદ્ધર કે ઉપરથી ઝૂકવું
જોર કર્યાં કરવું.

